# ડાન્સર મીસ મોડ એલન
# ❦ બદનક્ષી કેસ.



પ્રકાશક—સત્ય પ્રકાશક કાર્યાલય.
[illegible], સી. પી. ટેન્ક રોડ, મુંબઈ ૪.



કિંમત આઠ આના.

ડાન્સર મીસ મોડ એલન

# બદનક્ષી કેસ.



[ઇંગ્લાંડની કોર્ટમાં સને ૧૯૧૮ માં ચાલેલ,]



પ્રકાશક:—

સત્ય પ્રકાશક કાર્યાલય,

[illegible], સી. પી. ટેંક રોડ, મુંબઇ, ૪.



આવૃત્તિ ૧ લી.] પ્રત ૨,૦૦૦

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

ડાન્સર મીસ મોડ એલનનો બદનક્ષીને લગતો સને ૧૯૧૮ માં લંડનની કોર્ટમાં ચાલેલો આ કેસ જ્યારે ત્યાં ચાલતો હતો ત્યારે તેણે ભારે ચકચાર ઉભી કરેલી અને લગભગ દુનિયાના સર્વ માણસોનું તે તરફ લક્ષ ખેંચાયેલું.

એક સુમિત્રની ખાસ સુચનાથી આ કેસની વિગતો આજે ૧૦ વરસ પછી લંબાણ માથાકુટ અને પૈસાનો ભોગ આપી મેળવેલી તે આજે વાંચનારાઓના કરકમળમાં રજુ કરી શકયો છું.

વાંચનારાઓને તેમાંથી કાંઈક શીખવા સમજવાનું મળશે. તો હું મને કૃતાર્થ માનીશ.

તારીખ,
૨૫-૧-૨૯.

સેવક,
પ્રાણજીવન કે. દેશાઈ,
માલેકઃ—સત્ય પ્રકાશ કાર્યાલય,
૪૭, સી. પી. ટેંક રોડ,
મુંબઈ, નં. ૪.

# ડાન્સર મીસ મોડ એલન
# બદનક્ષી કેસ.

૧૯૧૮ના એપ્રીલની તા. ૬ઠી ને શનીવારે લંડનની બો સ્ટ્રીટ પોલીસ કોર્ટ પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગઇ હતી. પાર્લામેન્ટના એક સભાસદ અને "વીજીલન્ટ" પત્રના માલીક મી. બીલીંગ પેમ્બરટન સામે ઇંગ્લાંડની પ્રખ્યાત નૃત્તિકા મીસ મોડ એલન અને નાટકકાર મી. જે. ટી. ગ્રેનની બદનક્ષી કરવાનો આરોપ મુકવામાં આવ્યો હતો.

ન્યાયાસન ઉપર સર જોહુન ડીકીનસન બીરાજેલા હતા. ફરીયાદ પક્ષ તરફથી મી. ટ્રાવર્સ હંફ્રેઝ અને મી. જે. પી. વલેરા હાજર થયા હતા, જ્યારે મી. બીલીંગટન પોતે પોતાનો બચાવ કરતો હતો.

મી. ટ્રાવર્સ હંફ્રેઝે ફરીયાદ પક્ષનો કેસ રજુ કરતાં જણાવ્યું કે મી. ગ્રેન આજે ઘણાં વર્ષોથી સ્વતંત્ર રંગભૂમિ ઉપર નાટકો રજુ કરે છે. તેમનો ઇરાદો મુળ ફ્રેન્ચ ભાષામાં લખાયેલો અને અંગ્રેજી ભાષામાં અનુવાદ થયેલો "સેલોમ" નામનો નાટક ભજવવાનો હતો. મીસ મોડ એલન તેમાં "સેલોમ" નો ભાગ ભજવવાની હતી. એટલું યાદ રાખવું જોઇએ કે આજથી દશ વર્ષ ઉપર રાજમહેલ થીએટરમાં "સેલેમના દર્શન" એ નામના નૃત્યમાં મીસ મોડ એલને ઘણાંમાં મોટી ફતેહ મેળવી હતી.

ગઈ તા. ૫મી કે ૬ઠી માર્ચને રોજ "વીજીલન્ટ" પત્રમાં આવેલી ટીકા તરફ મી. એનનું ધ્યાન ખેંચાયું હતું અને તેમણે મીસ મોડ એલનનું તે તરફ ધ્યાન ખેંચ્યું હતું એ પત્ર ૧૯૧૬ માં "ઇમ્પીરીઆલીસ્ટ" ના નામથી શરૂ થયું હતું. મી. બીલીંગટન તેના માલીક અને પ્રકાશક છે.

## જવાબદારીનો એકરાર.

અત્રે મી. બીલીંગટને જણાવ્યું કે આરોપને લગતા ફકરા સબંધી સઘળી જવાબદારી મારી છે.

## ભયંકર બદનક્ષી.

મી. હંફ્રેઝે આગળ ચાલતાં જણાવ્યું કે એ ફકરાનું મથાળું મોટા અને વાપરી શકાય તેટલા ગંદામાં ગંદા શબ્દોમાં કરવામાં આવ્યું હતું. ફકરો વાંચ્યા વિના એ મથાળા ઉપરથીજ એ ફકરાનો ભાવાર્થ સમજી શકાય છે. એના કરતાં વધારે ભયંકર બદનક્ષી કાંઈ ન હોઈ શકે.

## દુરાચારનો મોઘમ ઉલ્લેખ.

એ ફકરાનો ભાવાર્થ એવો છે કે એ નનામા દુરાચાર અને સ્વતંત્ર રંગભૂમિપરના નાટકો વચ્ચે કંઈક સંબંધ છે. એ ફકરાના તે પછીના નીચે । શબ્દો, ઉપરની વાતને ટેકો આપે છે. તે શબ્દો આ પ્રમાણે છે:-"જો સ્કોટલેન્ડ યાર્ડ (છુપી પોલીસ) આ સભાસદોની યાદી જપ્ત કરે તો મને શંકા નથી કે 'પહેલાં ૪૭,૦૦૦'માંના કેટલાયના નામો મળી આવશે." જ્યારે ના. જજની ચેમ્બરમાં અરજી કરવામાં આવી

ત્યારે એ ૪૭૦૦૦ વિષે મી. એન કે મીસ મોડ એલન કાંઇ પણ ખુલાસો કરી શકયા નહોતા, પરંતુ હવે ખુલાસો મળી આવ્યો છે.

## આખી અંગ્રેજ પ્રજાની બદનક્ષી.

તા. ૨૬મી જાન્યુઆરીના અંકમાં-કે જે વખતે પત્રનું નામ 'ઇમ્પીરીઆલીસ્ટ' હતું-કેટલોક ખુલાસો કરવામાં આવ્યો હતો, પરંતુ તેમાં મીસ મોડ એલન કે મી. એનની બદનક્ષી કરવામાં આવી નહોતી પરંતુ આખી પ્રજાની બદનક્ષી કરવામાં આવી હતી અને મોટામાં મોટા માણસો પણ તે બદનક્ષીમાંથી બાદ નહોતા. લેખની શરૂઆતમાંજ લાંચ રૂશ્વત, દમદાટીથી નાણાં કઢાવવા, ભોપાળાં બહાર પડવાનો ભય વિગેરે વાતોનો ઉલ્લેખ કરીને આગળ લખવામાં આવ્યું છે કે, "એવા કેટલાંક કારણો મોજુદ છે કે જે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે જર્મનો, તેમની હંમેશની બાહોશી મુજબ બહુ સસ્તાં અને અકસીર સાધનોનો ઉપયોગ કરી રહ્યા છે."

## વ્યભિચારનો ફેલાવો.

આગળ વધતાં એ લેખમાં જણાવવામાં આવ્યું છે કે; "ચોક્કસ જર્મન રાજકુમારના કબજામાં જર્મન જાસુસોએ પુરી પાડેલી માહિતીથી ભરપુર એક ખાનગી પુસ્તક છે એ જાસુસો આખા દેશમાં પથરાઇ ગયા છે. છેલ્લા વીસ વર્ષથી તેઓ પોતાની જાળ પાથરી રહ્યા છે અને દેશમાં એવો ભયંકર વ્યભિચાર ફેલાવી રહ્યા છે કે એવા દુરાચારની કલ્પના

જર્મન ભેજામાંજ આવી શકે અને જર્મનોજ તેનો અમલ કરી શકે."

## ૪૭ હજાર નામો.

વળી લેખમાં એવું પણ જણાવવામાં આવ્યું છે કે લેખકને એ પુસ્તક અથવા તો એ પુસ્તકમાંની માહિતીની રૂપરેખા પુરી પાડવામાં આવી છે. પછી લેખક આગળ વધે છે કે; "જર્મન જાસુસોએ પોતાના હેવાલમાં જણાવેલા નામોથી એક હજાર કરતાં વધારે પાના ભરેલાં છે. તેમાં ૪૭ હજાર અંગ્રેજ સ્ત્રી પુરૂષોના નામો છે."

## જર્મન જાસુસી.

આ ઉપરાંત એ લેખમાં એવી પણ સુચના છે કે બ્રિટીશ સરકારની છુપામાં છુપી હકિકતો પણ જર્મન જાસુસોની જાણમાં છે અને જર્મન જાસુસોના વેષમાં નૌકા સૈન્ય સુધ્ધાંની ખાનગી માહિતીઓ મેળવી શકે છે. તે પછી લેખક ઉમેરે છે કે; "૪૭ હજાર અંગ્રેજ સ્ત્રી પુરૂષો ભયના માર્યા દુશ્મનોના કબજામાં છે એ વિચારજ એવો છે કે જેને માટે પવિત્ર વ્યક્તિઓએ લડત ચલાવવી ઘટે છે."

## દુરાચારમાં ફસાએલા ૪૭ હજાર માણસો.

લેખક વાંચનારાઓના મનમાં એમ પણ ઠસાવવા માગે છે કે એ ૪૭ હજાર માણસો એવા ખરાબ દુરાચારમાં ફસાયેલા છે કે જે દુરાચાર લેખકના શબ્દોમાં કહીએ તો, તદ્દન નાબુદ થયો છે એવી સારા માણસોની માન્યતા છે. વળી એમ પણ

સુચવવામાં આવ્યું છે કે જો પોલીસ 'સ્વતંત્ર રંગભૂમિ'ના સભ્યોની યાદી જપ્ત કરે તો એ ચોક્કસ દુરાચારોમાં ફસાયેલા કેટલાય હજાર માણસોના નામો મળી આવશે.

મી હુંફ્રેઝે ઉપર પ્રમાણે મુકદ્દમો રજૂ કર્યા બાદ મીસ મોડ એલનને પોતાના ધંધાદારી જીવન વિષે ટુંક ઉલ્લેખ કરી ને જણાવ્યું કે મી. ગ્રેને મને સ્વતંત્ર રંગભૂમિ તરફથી ભજવાતા "સેલોમ" નામના નાટકમાં ઉતરવા સુચના કરી હતી અને 'વીજીલન્ટ' માં આવેલા ફકરા તરફ પણ તેણેજ મારૂં ધ્યાન ખેંચ્યું હતું. એ ફકરો વાંચ્યા પછી મને લાગ્યું કે એમાં મારા વિષેજ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

મી. હુંફ્રેઝ—તમે માનો છો કે એ ફકરામાં તમારી બદનક્ષી કરવામાં આવી છે?

મીસ મોડ એલન—જરૂર. એ પત્રની અગાઉની નકલો વાંચ્યા પહેલાં તો તેમાં ઉલ્લેખ કરેલા 'પહેલા ૪૭ હજાર" વિષે મને કાંઈ સમજણ પણ પડી નહોતી.

બાદ મી હુંફ્રેઝે જણાવ્યું કે બદનક્ષી સબંધી અથવા તો તેમાં જણાવેલા ફકરા સબંધી મીસ મોડ એલનની સમજણ કેવી છે એ વિષે હું તેમને કાંઇ પુછવા માગતો નથી અને કાંઇ શંકા ભરી બાબત હોય તે સિવાય પુછવાની કશી જરૂર પણ નથી મી. બીલીંગટને પણ મીસ મોડ એલનને વિનયપુર્વક જણાવ્યું કે "મીસ એલન, મારે પણ તમને કાંઇ પ્રશ્નો પુછવા નથી."

## બીજા દેશોમાં અંગ્રેજી નાટકનો પ્રચાર.

બાદ બીજા ફરીઆદી મી. ગ્રેને પણ પોતાની કેફીયત રજુ કરતાં જણાવ્યું કે "સ્વતંત્ર રંગભૂમિ" એ કાંઇ નાટકશાળાનું મકાન નથી પરંતુ કાલ્પનિક નામ છે. મી. બીલીંગટનના લેખમાં એ સંસ્થાના માલીક તરીકે મારી પણ બદનક્ષી કરવામાં આવી છે એમ હું માનું છું.

મી. બીલીંગ—તટસ્થ દેશમાં અંગ્રેજી નાટકોનો પ્રચાર કરવાના કામમાં તમે અધિકારી હોદ્દા પર નીમાયેલા છો.?

મી. ગ્રેન—જી, હા.

સ—તો એ દેશોમાં તમે 'સેલોમ" નાટક પણ ભજવવા ધારો છો કે?

જ—જી હા

સ—તો પછી કાં ન ભજવ્યું?

જ—એટલાં નાણાં નહોતાં. નાટક એક ઉત્તમ કૃતિ છે. અંગ્રેજી ભાષામાં એ સુંદરમાં સુંદર ગદ્ય છે દરેક સુધરેલા દેશમાં તેને આવકાર અને ઉત્તેજન મળે છે. જે જે દેશોમાં હું એ નાટક ભજવવા ધારૂં છું, ત્યાં પ્રજાનો લગભગ ત્રીજો ભાગ તો એ નાટક બરાબર સમજી શકે છે.

સ—તો પછી ઇંગ્લાન્ડમાં એ નાટક ખાનગીમાં કેમ ભજવવામાં આવે છે?

—કારણ કે ઇંગ્લાન્ડમાં તેને માટે પરવાનો મળતો નથી.

## ઈંગ્લાંન્ડના સત્તાવાળાઓ કેળવાએલા નથી.

સ—તો શું ઇંગ્લાન્ડના સત્તાવાળાઓ એ ઉત્તમ કૃતિ સમજવા જેટલા કેળવાયેલા નથી?

જ—હું કાંઈ અભિપ્રાય દર્શાવવા માગતો નથી.

પછી મી. બીલીંગે બીજીજ જાતના સવાલો પૂછવા માંડ્યા.

## જર્મન ચાંદ.

સ—તમે જર્મન ચાંદ ધરાવો છો?

જ—હું ધરાવતો હતો ૧૯૦૭ માં સર હર્બર્ટ ટ્રીએ બરલીનની મુલાકાત લીધી ત્યારે મને જર્મન બાદશાહી ચાંદ મળ્યો હતો.

સ—એ ચાંદ રદ કરવા તમે શું પગલાં લીધાં છે?

જ—બને ત્યારે તે હું પાછો મોકલવા માગું છું.

મી. બીલીંગ—તમે ધારો તો તે આજે ટપાલમાં રવાના કરી શકો છો. એ કામ તદ્દન સહેલું છે.

સ—મીસ મોડ એલન જર્મનો સાથે સબંધ ધરાવે છે?

જ—તે કાંઇ મારી જાણમાં નથી

મી. હંફ્રેઝે વાંધો ઉઠાવ્યો કે આ અને આવા પ્રકારના સવાલો મીસ મોડ એલનને પુછવા જોઇતા હતા. મેજીસ્ટ્રેટે એ વાંધો કબુલ રાખ્યો.

## પરદેશમાં પ્રચાર માટે સરકારની મદદ.

મી. બીલીંગ—અંગ્રેજી નાટકોનો પરદેશમાં પ્રચાર કરવા માટે સરકાર તરફથી તમને કાંઇ મદદ મળે છે?

જ—જરૂર. મદદ મળે છે, પરંતુ પગાર મળતો નથી. સરકારે તો મને પગાર આપવા કહ્યું હતું, પરંતુ મેં તે સ્વીકાર્યો નહિં.

સ—પરંતુ તેમાં ખોટ જાય તો કોણ ભરે?

જ—એ તો પ્રચાર કાર્યની યોજના છે.

અત્રે મી. બીલીંગે ટકોર કરી કે આ દેશમાં પ્રચાર કરવાનું પણ મને તો મળતું નથી, ત્યારે મી. ગ્રેને સામો જવાબ આપ્યો કે તમને મદદ જોઈતી હોય તો તમે પણ મારા ઉપરી અધિકારીઓને અરજી કરો. હું તો તેમના હાથ નીચેનો માણસ છું. હું જે કાંઈ કરૂં છું, તેનો લોર્ડ બીવરબ્રુક ને હિસાબ આપું છું.

બાદ નાટકના રચનાર અને રજુ કરનાર વિષે વધુ સવાલ જવાબ થયા બાદ મુકદ્દમો બીજા શનીવાર પર મુલતવી રહ્યો હતો.

બીજા શનીવારે મુકદ્દમાની તપાસ આગળ ચાલતાં મી. બીલીંગે મી. ગ્રેનની ઉલટ પાલટ તપાસ આગળ ચલાવી અને પૂછ્યું કે બ્રિટીશ નાટકોનો પરદેશમાં પ્રચાર કરવા માટે તમને લોર્ડ બીવરબ્રુક તરફથી મદદ મળી હતી એ વાત તમે કબુલ કરો છો? મી ગ્રેને આગલે શનિવારે એ પ્રમાણે કહેલી વાતનો આજે ઇનકાર કર્યો અને જણાવ્યું કે મેં સરકાર તરફથી આવેલો પગાર પાછો વાળ્યો હતો, એમ નહોતું કહ્યું, પરંતુ તે સ્વીકારવાની પહેલેથીજ ના પાડી હતી, એમ કહ્યું હતું.

સ—તમે કહ્યું હતું કે જો પુરતા નાણાં હોય તો તમે આ નાટક પરદેશમાં ભજવવા માગો છો. તમે શું એમ માનો છો કે ઓસ્કાર વાઇલ્ડનું આ કરૂણાજનક અંતવાળું નાટક પરદેશમાં ભજવવાથી પરદેશી પ્રજાઓનો બ્રિટીશ પ્રજાની જાતિ અને કળા માટે ઉંચો મત બંધાશે?

જ—જરૂર એમ બન્યું છે.

આ જવાબથી અદાલતમાં બેઠેલી સ્ત્રીઓ હસી પડી હતી.

## દુરાચારનો ફેલાવો.

મી. બીલીંગે બીજા કેટલાક સવાલો પૂછવા માંડતા મેજીસ્ટ્રેટે ટીકા કરી કે મી. ગ્રેન કબુલ કરે છે કે તેમને એ નાટક પસંદ છે મી બીલીંગે જણાવ્યું કે મારો બચાવ એ છે કે આવા પરવાના વગરના નાટકો ભજવીને મી. ગ્રેન નૈતિક દુરાચારનો ફેલાવો કરે છે.

સ—તમારા નાટક વિષે એવી ટીકા કરવામાં આવી છે કે 'કોઇક નૈતિક રોગીઓ સિવાય એ નાટકમાંના દુરાચારમાં ફસેલા પાત્રો જેવી પોતાની સ્થિતિ કોણ સ્વીકારશે' આ ટીકાને તમે મળતા થાઓ છો.?

જ—મારે કહેવું જોઇએ કે એ બધી ટીકાઓ કેવળ ધતીંગ છે.

જ્યારે મી બીલીંગે મી ગ્રેનનું ધ્યાન ખેચ્યું કે એ ટીકા તે દિવસના 'મોરનીંગ પોસ્ટ' પત્રમાં આવી છે, ત્યારે તો આખી કોર્ટ હસી પડી.

સ—જેઓ પવિત્ર જીવન ગાળતા હોય અને પવિત્ર જીવન ગાળવા ચાહતા હોય તેમણે આવા નાટકો જોવા જોઇએ એમ તમે કહેવા માંગો છો ?

જ—આ નાટક પવિત્ર છે અને પવિત્ર માણસો માટેજ છે. વળી મેં તો કળાની પણ સેવા કરવા માટે આ નાટક રજુ કર્યું છે. તમે (મી. બીલીંગે) જે ફકરાઓનો ઉલ્લેખ કર્યો છે તે ફકરાઓમાં પણ યુવાવસ્થામાં આવતી છોકરીઓને થતી લાગણીઓનું કળામય વર્ણન છે.

## વ્યભિચારના સવાલો પુછવાની ના.

આ પછી મી બીલીંગે વધુ ફકરાઓ ટાંકીને બતાવવા માગ્યું કે એ ફકરાઓ નૈતિક દુરાચાર ફેલાવે છે, ત્યારે મેજીસ્ટ્રેટે જણાવ્યું કે "મારા પોતાના તેમજ અદાલતમાં હાજર રહેલાઓના સ્વમાનની ખાતર આવા વ્યભિચારના સવાલો હું સાંભળવા નથી માગતો."

આટલી તપાસ પછી મેજીસ્ટ્રેટ સર જોહન ડીકીનસને જણાવ્યું કે સમન્સમાં જણાવેલા બિભત્સ બદનક્ષીના અને નામોશીભર્યા બદનક્ષીના આરોપો માટે મી. બીલીંગને હું ફોજદારી તપાસ માટે કમીટ કરૂં છું.

સ્વર્ગસ્થ ઓસ્કાર વાઇલ્ડના "સેલોમ" નામના નાટક ભજવવા વિષે અને તેમાં મીસ મોડ એલને ભજવેલા ભાગ વિષે કરવામાં આવેલી ટીકાવાળો ફકરો બદનક્ષીભર્યો છે કેમકે ફરીયાદ પક્ષના જણાવવા મુજબ તેમાં એવું સુચન છે કે એ નાટક રજુ કરવા સાથે એમાં જણાવેલા નનામા દુરાચારનો સંબંધ છે.

## મી. બીલીંગનું સ્ટેટમેન્ટ.

મી. બીલીંગને કમીટ કર્યા પછી સ્ટેટમેન્ટ કરતાં તેણે જણાવ્યું કે મેં મીસ મોડ એલન કે મી ગ્રેન—એ બેમાંથી કોઇની બદનક્ષી કરી નથી. હું અહિં જાહેર પુરુષ તરીકે અથવા તો પાર્લામેન્ટના સભ્ય તરીકે હાજર થયો નથી, પરંતુ જાહેર જીવનની પવિત્રતા જાળવવાની લડત ચલાવવા માટે સ્થપાયેલા મંડળના પ્રમુખ તરીકે હાજર થયો છું. તે મંડળના પ્રમુખ કે સભ્યોને ગમે તેટલું સહન કરવું પડશે તોપણ એ લડત તો ચાલુ રહેવાની. આ અદાલતમાં રજુ થઈ છે એટલીજ નહિં પરંતુ આપણા દેશના ભલા માટે બીજી જે હકીકતો રજુ કરવાનો છું તે બધી હકીકતો બહાર પાડવાની મને જે તક મળી છે તેને હું ખરેખર વધાવી લઉં છું.

મી. બીલીંગને ફોજદારી તપાસ માટે કમીટ કર્યા બાદ તેને ૫૦૦ પાઉંડના જામીન ઉપર છોડવામાં આવ્યો હતો.

## ફોજદારી.

મી. બીલીંગને ફોજદારી તપાસ માટે કમીટ કર્યા પછી બે અઠવાડીયા બાદ એ તપાસ જસ્ટીસ ડારલીંગ સમક્ષ શરૂ થઈ હતી.

તપાસની શરૂઆત બહુજ ચોંકાવનારા પ્રશ્નોથી શરૂ થઇ હતી. એક ચળકતા લીલા પુંઠાની ચોપડીમાં મીસ મોડ એલનને લગતો એક છુપો ભેદ સમાયેલો હતો મી. બીલીંગે તે ચોપડી મીસ મોડ એલનને આપીને પુછયું કે, "એ પુસ્તકમાંની છબીઓમાંની એક છબી તમારા બાઇની છે કે?

આ પ્રશ્નથી મીસ એલન ચમકી ઉઠી હતી પરંતુ તેણે પોતાના ચહેરા ઉપર ગભરાટની છાયા દેખાવા દીધા વિના ના. જજ તરફ ફરીને જવાબ આપ્યો કે, "આ પ્રશ્ન અસ્થાને છે." આથી એ મુદ્દા પર મી. બીલીંગ, વકીલો અને ના. જજ વચ્ચે ગરમાગરમ ચર્ચા ચાલી અને ચર્ચા દરમ્યાન પેલું લીલું પુસ્તક એક પછી એક સૌના હાથમાં ફરી વળ્યું.

ના જજે મી બીલીંગને પુછ્યું કે, "શું તમને આ પ્રશ્ન જરૂરીજ લાગે છે?"

મી. બીલીંગે જણાવ્યું કે, "પ્રશ્ન જરૂરી છે. આ પ્રશ્ન પુછતાં મને અત્યંત ખેદ થાય છે, પરંતુ આ પ્રશ્ન ઉપરથી એમ પુરવાર કરવા માગું છું કે આ પુસ્તકમાં જણાવેલા ગુન્હાભર્યા દુરાચારો વંશપરંપરાથી ઉતરી આવેલા છે અને તેથી આ તપાસની ચર્ચા સાથે સબંધ ધરાવે છે."

## ના. જજની મી. બીલીંગને ચેતવણી.

ના. જજે જણાવ્યું કે, "એમ છે તો એ પ્રશ્ન પુછવા દેવાની હું ના પાડી શકતો નથી, પરંતુ એ પ્રશ્નથી મીસ મોડ એલનને ભારે ખમવું પડશે અને જો આ મુકદ્દમો તમારી (મી. બીલીંગની) વિરૂધ્ધ જશે તો એનું પરિણામ તમારે પણ ભોગવવું પડશે."

આટલી ચર્ચા પછી તપાસ આગળ ચાલી. મીસ એલનનો ચહેરો પડી ગયો હતો, છતાં તેણે જરા પણ ગભરાટ દેખાડ્યા વિના જવાબો આપવા માંડ્યા.

સ.—વીલીયમ હેનરી થીઓડોર ડુરાન્ટના તમે બ્હેન થાવ છોને?
જ.—જી, હા.

સ—તમારા ભાઇને બે યુવાન છોકરીઓનાં કમકમાટી ભર્યાં ખુન કરવા માટે સાનફ્રાન્સીસકોમાં ફાંસી દેવામાં આવી હતી કે?

જ—તમારો આખોયે પ્રશ્ન દાખલ કરી શકાય કે કેમ તે હું જાણુતી નથી.

આથી ના. જજે મી. બીલીંગને છુટક છુટક પ્રશ્નો પૂછવાની સૂચના કરી.

સ—તમારા ભાઇને સાનફ્રાન્સીસકોમાં ફાંસી દેવામાં આવી હતી કે?

જ—હા.

સ—કયા ગુન્હા માટે?

જ—તમે જણાવ્યો તે ગુન્હા માટે.

ના. જજ—એટલે કે બે યુવાન છોકરીઓનાં ખુન કરવા માટે ને?

જ—હા.

સ—એ છોકરીઓની લાશો દેવળના કંપાઉન્ડમાંથી મળી આવી હતી કે?

જ—તે હું જાણુતી નથી.

આ ભયંકર પ્રશ્નમાળા અહિં પુરી થઇ અને ઓસ્કાર વાઇલ્ડનું "સેલોમ" નામનું નાટક નીતિભર્યું છે કે અનીતિભર્યું એ મુદ્દા પર ના. જજ, વકીલો, મી. બીલીંગ અને મીસ મોડ એલન વચ્ચે કલાકો સુધી ચર્ચા ચાલી.

## ના. જજ સામે વિરોધ.

ચર્ચાને પરિણામે મી. બીલીંગે પોતાનો કેસ ચલાવવાની જસ્ટીસ ડારલીંગની લાયકાત સામે વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે એક જાહેર પુરૂષ અને પાર્લામેન્ટના સભાસદ તરીકે તમારી ન્યાય આપવાની પધ્ધતિ સામે મેં ઘણી વખત ટીકાઓ કરી છે. વર્તમાનપત્રોમાં તેમજ જાહેર ભાષણોમાં મેં ઘણી વખત ટીકા કરી છે કે તમારી સમક્ષ આવતા મુકદ્દમાઓમાં તમે ઘણી વખત ઢીલાપણું બતાવ્યું છે. મને ભય રહે છે કે આ ટીકાઓ તરફ તમારૂં ધ્યાન ગયું હશે.

ના જજે મી. બીલીંગને આગળ બોલતાં અટકાવીને જણાવ્યું કે, હું તમને ખાત્રી આપું છું કે એ ટીકાઓ તરફ મારૂં ધ્યાન ગયું નથી. મારા પર તમે કરેલી ટીકાઓ મેં કદી વાંચી નથી. જો તમે પાર્લામેન્ટમાં ટીકા કરી હોય તો તે પણ મેં વાંચી નથી અને જો છાપાઓમાં ટીકા કરી હોય તો તે મેં વાંચી છે કે કેમ તે મને યાદ પણ નથી.

મી. બીલીંગે જણાવ્યું કે અગાઉ એક સનદી દાવા વખતે.........

ના જજે વળી વચ્ચે પડીને જણાવ્યું કે તમે મારા માટે પ્રતિકૂળ અભિપ્રાય ધરાવતા હો એ કાંઇ એવું કારણ નથી કે જેથી હું તમારો કેસ ચલાવી ન શકું. એ રીતે તો તમે અદાલતના એકે એક જજ માટે વાંધો ઉઠાવી શકો, એટલે એવો વાંધો હું કબુલ રાખી શકું નહિ. પોતાનો કેસ કોણે સાંભળવો અથવા કોણે નહિં એ કાંઇ લોકોની પસંદગી ઉપર છોડી શકાય નહિં. માટે આવી દલીલ તો હું નહિં સાંભળું.

## બેવડી બદનક્ષી

મીસ મોડ એલનના વકીલ મી. હ્યુમ વીલીઅમ્સે જણાવ્યું કે મીસ મોડ એલનની એવી અઘટીત અને ભયંકર બદનક્ષી કરવામાં આવી છે કે આખો કેસ સનદી નહિં પણ ફોજદારી કાનુન નીચે આવે છે મીસ મોડ એલનના ચારિત્રને બેવડી હાનિ પહોંચાડવામાં આવી છે કેમકે આરોપીએ બીન ગુન્હેગાર હોવાની દલીલથી સંતોષ નહિં માનતાં મીસ એલન માટે પોતે કરેલી ટીકા સાચી છે એવી દલીલ કરી છે.

મીસ મોડ એલનની નૃત્ય કરવાની પદ્ધતિ વિષે સમજણ આપીને મી. હ્યુમ વીલીઅમ્સે જણાવ્યું કે તેણે શહેનશાહ એડવર્ડ તેમજ રાજકુટુંબના સભ્યો સમક્ષ નાચ કરેલા છે.

તે પછી તેમણે મી. બીલીંગના પત્ર "વીજીલન્ટ"માંનો ફકરો વાંચી સંભળાવ્યો, જે નીચે મુજબ હતોઃ—

"ઓસ્કાર વાઇલ્ડના 'સેલોમ' નાટકમાં મીસ મોડ એલનને પોતાનો પાઠ ભજવતી જોવા માટે મીસ વેલેટાને અરજી કરવી પડે છે જો છુપી પોલીસ એ આખા મંડળના સભાસદોની યાદી જપ્ત કરે તો 'પહેલા ૪૭ હજાર' માંના કેટલાકના નામો તેમાંથી મળી આવશે, એ વિષે મને શંકા નથી."

## કેવળ ગંદી વાતો.

ઉપરના અને તે પછીના ફકરાઓ ટાંકીને મી. વીલીઅમ્સે જણાવ્યું કે આ વાતો કેવળ ગંદી છે. આશ્ચર્યની વાત તો એ છે કે આવી વાતો સાચી હોવાનું ઠરાવવા મી. બીલીંગ હાજર થયા છે.

મી. વીલીઅમ્સે આગળ ચાલતાં જણાવ્યું કે પોતાની ટીકાઓ સાચી છે એવી મી. બીલીંગની દલીલ વાંચ્યા પછી મને લાગે છે કે તેઓ કદાચ હવે પ્રજાની પવિત્રતાના પયગંબર હોવાનો પણ દાવો કરશે, અને કહેશે કે દુરાચારમાં ફસેલા પેલા ૪૭ હજાર હજુ જીવે છે. એ બધા જીવતા હોય કે નહિં તેને આ કેસ સાથે કાંઈ લાગતું વળગતું નથી. એ વાત માની શકાય તેવીજ નથી. પરંતુ કદાચ એ વાત સાચી હોય તો પણ તેની સામે ઝુંબેશ ચલાવવા નીકળનારાએ એ બધાઓ સાથે સ્વપ્ને પણ સંબંધ ન હોય તેની સામે ભયંકર આક્ષેપો કરતાં તો સંભાળ રાખવી ઘટે છે. એ એવા દુરાચારો ચાલતાજ હોય તો, એક નિર્દોષ સ્ત્રી કે જેનો પોતાના ચારિત્ર અને આબરૂ ઉપર નિર્વાહ છે તેને તેની સાથે ન ભેળવી દેવાની ખૂબ સંભાળવાળી જવાબદારી વધે છે.

## મીસ મોડ એલન.

મીસ મોડ એલન સાક્ષીના પીંજરામાં હાજર થઇ તે વખતે તેનો દેખાવ મોહક હતો તેના શરીરનો ઘાટ ઉંચો અને નાજુક હતો તેનો અવાજ ધીમો હતો. તેણે કાળો ખુલ્લો ઝબ્બો અને નીચે નીચા કાંઠલાનું બ્લાઉઝ તથા માથે રંગીન ટોપી પહેરી હતી. જે નાટક વિષે ચર્ચા થવાની હતી તેનો ઉચ્ચાર તેણે "સાલોમે" કર્યો હતો.

## "સાલોમે" નુ વર્ણન.

ઉલટપાલટ તપાસ દરમીયાન તેણે મી. બીલીંગના કહેવાથી પોતાના સંસ્મરણોના પુસ્તકમાંથી કેટલાક ફકરા વાંચી

સંભળાવ્યા હતા એ પુસ્તકમાં 'સાલોમે" નું પૃથક્કરણ કરવામાં આવ્યું હતું. વળી જાણે પોતે નાટકશાળામાં 'સાલોમે' નો પાઠ ભજવતી હોય તેમ છટાથી એ પાત્રના કેટલાક ફકરાઓ બોલી ગઈ હતી

તેણે એ બહુ ચર્ચાએલા 'સાલોમે' ના પોષાકનું વર્ણન કરતાં જણાવ્યું કે મારો એ પાત્ર તરીકેનો ઝભ્ભો સોના અને ઝવાહીરથી મઢેલો હતો. એ ઝભ્ભો પગની પાની સુધી પહોંચે તેટલો નીચો હતો તેની કીનારી પણ ઝવેરાતથી મઢેલી હોવાથી ઝભ્ભાનું વજન ઘણું હતું મારો ઝભ્ભો બરાબર લટકી રહે તે માટે મણકાની એક માળા સિવાય મારી પીઠ ખુલ્લી હતી.

સ—ત્યારે તમે કબુલ કરો છો કે તમારો પોષાક બહુ ઓછો હતો ?

જ—અમુક તુલનાની દૃષ્ટિએ વસ્તુતઃ કળામાં પહેલ કરનાર હું છું. અને જેઓએ એવી ટીકા કરી હતી કે મારો પહેર-વેશ તોછડો હતો તેઓ હવે કદાચ એમ કહેશે કે મેં અતિશય કપડાં લાધ્યાં હતાં.

## લંડનમાં પહેરાતો તોછડો પોષાક.

ના જજ-એટલે તમે એમ કહેવા માગો છો કે તમારી સાથેના બીજા પાત્રોએ તમારા કરતાં ઓછાં કપડાં પહેર્યાં હતાં ?

જ—હું જે કપડાં પહેરૂં છું તેથીયે તોછડો પોષાક આજે લંડનમાં સામાન્ય છે.

મીસ મોડને વધુ જુબાની આપતાં જણાવ્યું કે, સારામાં સારા કુટુંબોના આમંત્રણોનું મને માન મળેલું છે. શહેનશાહ એડવર્ડ અને મહારાણી એલેકઝાન્ડ્રા સમક્ષ મેં નાચ કરેલા છે.

સ—કયે સ્થળે?
જ—લોર્ડ અને લેડી ડડલીને ત્યાં.
સ—તમે ડાઉનીંગ સ્ટ્રીટમાં ગયાં હતાં?
જ—જરૂર.
સ—ત્યાં નાચ કર્યો હતો?
જ—ના.
સ—ત્યાં તમે મીસીસ એસ્કવીથને મળ્યાં હતાં?
જ—એ તો સ્વભાવિક છે, કેમકે હું તેમની મહેમાન હતી.
સ—તે સિવાય બીજે કયાંય મળ્યાં છો?
જ—હા.
સ—મહેલમાં તમારા કપડાં પહેરવાના ઓરડામાં તે કદિ આવ્યાં હતાં?
જ—કદિ નહિં.

## મીસ મોડ એલન અને મી. બીલીંગ વચ્ચે ગરમાગરમ ચર્ચા.

બાદ 'સાલોમે'ના ચારિત્ર સબંધી મીસ મોડ એલન અને મી. બીલીંગ વચ્ચે વિનયભરી પરંતુ ગરમાગરમ ચર્ચા ચાલી હતી. મીસ એલન સચોટ કટાક્ષમય જવાબો વાળતી હતી. દાખલા તરીકે જ્યારે મી. બીલીંગે મીસ મોડ એલનને પુછ્યું કે, "માનચેસ્ટરમાં તમને 'સાલોમે' નો નાચ કરવાની મનાઇ કરવામાં આવી હતી કે?" ત્યારે તેણે તરતજ જવાબ વાળ્યો કે, "માનચેસ્ટરમાં એમ તો રાજદ્વારીઓને પણ એવા મનાઇ હુકમ સંભળાવવામાં આવે છે." કેટલીક વખત આવી

ચર્ચા નાટકના તકતા ઉપરના સંવાદ જેવી થઈ પડતી હતી. મી. બીલીંગે જ્યારે મીસ મોડ એલનને પેલા દુરાચારની વ્યાખ્યા આપવા કહયું ત્યારે મીસ મોડ એલને ગુસ્સે થઇ જઇને સાફ નાજ પાડી. મી. બીલીંગે પછી એ વિષે આગ્રહ કરવો માંડી વાળ્યો.

## વાસના.

આ પછી "સાલોમે"ના નાટકની માણસની વિષયેચ્છા પર થતી અસર ઉપર લાંબી ચર્ચા ચાલી. મીસ મોડ એલને વારંવાર સમજાવ્યું કે, "સાલોમેનાં વાસના વિષયી નહિં પરંતુ આધ્યાત્મિક હતી. વ્યભિચારીઓ જે પાપો કરે છે, તેનું સાલોમેના નાટકમાં સુચન પણ કરવામાં આવેલું હું જોઇ શકતી નથી."

સ—દેશના જુવાન સ્ત્રી પુરૂષો શાથી વધારે કુમાર્ગે જવાનો સંભવ છે-તમારા નાટકથી કે તમે ફરિયાદ કરો છો તે ફકરાથી ?

જ—તમારા ફકરાથી. હું કાંઇ લોકોના દુરાચાર ખુલ્લા કરવા નથી નીકળી. એક અંગ્રેજ એવા કામ સાથે એક સ્ત્રીનું નામ ભેળવી દે એ શરમાવનારૂં છે. હું તો તેને હલકાઇજ માનુ છું.

બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## કોર્ટમાં થયેલા દેખાવો.

બીજે દિવસે તપાસ આગળ ચાલતાં એક પછી એક ચોંકાવનારી વિગતો બહાર આવી હતી. એક સ્ત્રી સાક્ષીએ તો ના. જજ સામે પણ એવો આક્ષેપ કર્યો કે તેઓ યુરોપીય

યુદ્ધ જીતવામાં વિઘ્નરૂપ છે. મી. બીલીંગ અને ના જજ વચ્ચે પણ વારંવાર તકરાર થયા કરતી હતી. સાક્ષીઓ જર્મન કાવત્રા સાથે ભળેલાઓમાં જાણીતા સત્પુરુષોના નામો આપતા હતા. આવા બનાવોથી પ્રેક્ષકોમાં એટલી હુસાહુસ અને તાળીઓના અવાજો થતા હતા કે છેવટે ના. જજને તેઓને ચેતવણી આપવી પડી હતી કે જો તેઓ ફરીથી તેમ કરશે તો તેઓને કોર્ટમાંથી બહાર કાઢી મૂકવામાં આવશે. મી. બીલીંગ તો ઘણી વખતે કાયદાની એવી તકરારો ઉઠાવતા કે જેથી કેટલોક વખત સુધી મુકદ્દમો પણ આગળ ચાલી શકતો નહિં. તેમને કેટલીયે વખત અસંબંધ સવાલો પુછતા અટકાવવા પડતા હતા અને છેવટે ના જજે તેમને પણ ચેતવણી આપી કે જો તેઓ ન્યાયાસન પ્રત્યે એવો વલણ ચાલુ રાખશે તો તેનું બહુ માઠું પરિણામ આવશે. કેટલાક હઠીલા સાક્ષીઓને તો કાઢી મુકવાની ફરજ પડતી હતી.

## કાળી કિતાબ.

બીજા દિવસની તપાસમાં સૌથી વધુ ધ્યાન ખેંચનારી વસ્તુ ભેદી જર્મન કાળી કિતાબ હતી કે જે બે સાક્ષીએ તો નજરે જોએલી હોવાનું જણાવ્યું હતું. તેઓએ જણાવ્યું કે એ ચોપડીમાં પ્રધાનોથી માંડીને નાના મોટા ૪૭ હજાર અંગ્રેજોના નામો છે કે જેઓ પોતાના પાપો ખુલ્લા થઇ જવાના ભયથી જર્મન જાસુસોના હથિયાર રૂપ થઇ પડયા છે.

એ પુસ્તકના સબંધમાં મીસીસ એલીનોર વીલીઅર્સ સ્ટુઅર્ટની જુબાની લેવાતી હતી તે દરમ્યાન મી. બીલીંગ

બુમ પાડી ઉઠયા કે "તે ચોપડીમાં જસ્ટીસ ડાર્લીંગનું નામ છે કે?" મીસીસ સ્ટુઅર્ટે પણ મોઢેથી જવાબ આપ્યો કે "જસ્ટીસ ડાર્લીંગનું નામ પણ છે અને તે રજુ પણ કરી શકાશે"

આ સવાલ જવાબથી આખી કોર્ટમાં આશ્ચર્યથી હોહા મચી રહી અને કેટલાકો તો ઉશ્કેરાઇને ઉભા પણ થઇ ગયા.

મીસીસ સ્ટુઅર્ટે તો જોરથી બોલવાનું ચાલુજ રાખ્યું કે "જસ્ટીસ ડાર્લીંગનું નામ જર્મનીમાં રજુ થયેલું છે. અહિં પણ તે રજુ કરી શકાશે અને કરવામાં પણ આવશે. મી જસ્ટીસ ડારલીંગ! આપણે હજુ લડાઈ જીતવાની છે અને તમે અહિં બેઠા છો ત્યાંસુધી તો નહીંજ જીતાય

મી. બીલીંગ—બીજા જાણીતા નામો પણ એ પુસ્તકમાં છે ને?

મીસીસ સ્ટુઅર્ટ—જી. હા.

અત્યાર સુધી જસ્ટીસ ડારલીંગ પુતળાની માફક મુંગા બેઠા હતા, પરંતુ હવે તેઓ કડક થયા અને સાક્ષીને ત્યાંથી ચાલ્યા જવા હુકમ કર્યો આ બાબતમાં મી. બીલીંગ અને તેમની વચ્ચે કેટલીક ચર્ચા થયા પછી તેમણે મી. બીલીંગને મીસીસ સ્ટુઅર્ટની ઉલટપાલટ તપાસ લેવા ફરમાવ્યું.

## કાળી કિતાબનો ઝગડો.

મીસીસ સ્ટુઅર્ટ ફીક્કા ચહેરાની, પરંતુ દેખાવડી સ્ત્રી હતી. તેનો અવાજ છોકરી જેવો હતો. બચાવ પક્ષની તે પહેલી સાક્ષી હતી. મી. બીલીંગે તેની ઉલટ પાલટ તપાસ લેતાં પૂછયું:—"જર્મન કાળી કિતાબ તમે આ દેશમાં જોઇ છે?"

મીસીસ સ્ટુઅર્ટ-હા, મેં એ ચોપડી આ દેશમાં જોઇ છે.
ના. જજ તમે પોતે જે જાણતા હો તેજ તમારે કહેવાનું છે.
મીસીસ સ્ટુઅર્ટ-જી, હા. હું એ જાણું છું.

ના. જજે મી. બીલીંગને પૂછ્યું કેઃ--"એ ચોપડી તમે રજુ કરી શકો તેમ છો?"

મી. બીલીંગ—એ પુસ્તક હું રજુ કરી શકીશ કે કેમ તે હું હમણાં કહી શકું તેમ નથી.

ના. જજ—પરંતુ એ ચોપડી તમારા કબજામાં છે?

જ—હમણાં તો નથી

સ—એટલે શું તમે એમ કહેવા માગો છો કે અદાલતમાં તે હાજર નથી?

જ—ના.

સ—પરંતુ તે રજુ કરી શકાય એવી રીતે તમારા કાબુમાં તો છે ને?

જ—ના ના એ ચોપડી એ માણસોના કબજામાં હતી, પરંતુ તેઓ બન્ને માર્યા ગયા છે. અમે ચોપડીનો પત્તો મેળવવા પ્રયત્નો કર્યા, પરંતુ હજુ સુધી તેનો પતો મેળવી શકયા નથી. આ દેશમાં એ ચોપડી તપાસવામાં આવી છે તેમજ તેમાંથી નોંધો લેવામાં આવેલ છે. આલબેનીયામાં શાહજાદા વીલીયમના મહેલમાં પણ તેની નોંધો છે.

કાળી કિતાબ વિષે આટલી પૂછપરછ પછી મી. બીલીંગે મીસીસ સ્ટુઅર્ટની તપાસ આગળ ચલાવી.

સ—તમે સોગન પૂર્વક કહો છો કે તમે એ પુસ્તક જોયું છે? અને એ પુસ્તક તમારા હાથમાં પણ આવ્યું હતું.

જ—રીમ્લેમાં હટ હોટલમાં બે અમલદારોએ મારી સાથે ચા પીતાં મને એ ચોપડી બતાવી હતી. તે બન્ને અમલદારો લડાઇમાં માર્યા ગયા છે.

## ના. જજ અને મી. બીલીંગ વચ્ચે ચકમક.

અત્રે વળી પાછી મી. બીલીંગ અને ના જજ વચ્ચે ચકમક ઝરી હતી. મી. બીલીંગે અમુક પત્ર વિષે સવાલ પૂછયો, ત્યારે ના. જજે તે જુબાનીમાં દાખલ નહિં થઇ શકે એવો જણાવી સવાલ નામંજુર કર્યો. મી. બીલીંગે સવાલ પૂછવાનો આગ્રહ કર્યો એટલે ના. જજે ગુસ્સે થઇને કહ્યું કે "તમે કેસ આગળ ચાલવા દેવા માગો છો કે નહિં?"

મી. બીલીંગ-તમે બધીજ હકિકત કેસમાંથી બાતલ કરવા માગોછો?

ના. જજ--મને એ પત્ર જોવા દો. અને પછી હું કહું કે એ જુબાનીના કાયદા મુજબ છે કે નહિં.

મી. બીલીંગ—હું તે વાંચી સંભળાવીશ.

ના જજ—બીલકુલ નહિ. તમે વાંચો એટલે તો એ આપોઆપ જુબાનીમાં ગણાય.

## ગુન્હાઓ કરવા માટેનું મકાન.

આટલી ગરમાગરમ તકરાર પછી મી. બીલીંગે મીસીસ સ્ટુઅર્ટની તપાસ આગળ ચલાવી

સ—લંડનમાં અમુક મકાનનો ગુન્હાઓ કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે?

જ—જી, હા.

સ—એ મકાનો રાજદ્વારી કારણોસર રાખવામાં આવ્યા છે એવું તમે જાણો છો?

જ—જી, હા.

સ—એવા એકાદ મકાનનું નામ અને શીરનામું આપી શકશો?

જ—જી, હા

એમ કહીને મીસીસ સ્ટુઅર્ટે અમુક શીરનામું અને એ મકાનની દેખરેખ રાખનારી એક સ્રીનું નામ લખી આપ્યું.

સ—એ મકાન કોણ ચલાવે છે એ તમે ચોક્કસ જાણો છો?

જ—એ મકાન કોણ ચલાવે છે એ ચોકકસ તો ન કહી શકું.

ના જજ—તો પછી તમારે તે મકાન ચલાવનાર તરીકે કોઇનુ નામ નહોતું આપવું જોઇતું.

વળી પાછી મી બીલીંગ અને ના જજ વચ્ચે ટપાટપી થઇ હતી અને ના. જજે મી. બીલીંગને ચેતવણી આપી કે, "જો તમે યોગ્ય રીતે નહિં વર્તો તો પછી હું આ કેસ ચલાવીશજ નહિં" એટલે મીસીસ સ્ટુઅર્ટે ટકોર કરી કે, "મી. બીલીંગ! તમને સજા થશે તો તમારૂં કામ હું ચલાવીશ"

## મી. બીલીંગનો બીજો સાક્ષી

મી. બીલીંગના પક્ષનો બીજો સાક્ષી કેપ્ટન હેરોલ્ડ સ્પેન્સર હતો "૪૦ હજાર" ના મથાળાવાળો લેખ તેણેજ લખેલો હતો. તે માત્ર અઠાવીસ વર્ષનો, નાની પણ જાડી કાળી મુછોવાળો અને ઉંડી આંખોવાળો જુવાન હતો. તે વારંવાર પોતાની નાનકડી મુછો કરડતો હતો.

## કાળી કિતાબ જર્મન રાજકુમારના કબજામાં.

કેપ્ટન સ્પેન્સરે જુબાની આપતાં જણાવ્યું કે વીડના શાહુજાદા વીલીયમનો હું અંગરક્ષક હતો અને તે રાજકુમાર પાસે મેં પેલી કાળી કિતાબ જોઇ હતી.

ના. જજ–તમે કહોછો કે એ ચોપડી વિષે તમે બ્રિટિશ સત્તાવાળાઓને ખબર આપી હતી. પરંતુ રાજકુમાર વીલીયમને ખબર પડી હતી કે તમે એ ચોપડી વિષે બ્રિટિશ સત્તાવાળાઓને ખબર આપી હતી?

જ—બીલકુલ નહિં એ રાજકુમાર જર્મન હતો અને હું જાણતો હતો કે જર્મની લડાઇ જાહેર કરવાનું હતું. લશ્કરી તેમજ નૌકા ખાતામાં સૌને એ વાતની ખબર હતી. મને મળે તે બધી બાતમી મારે ઇંગ્લાન્ડ પહોંચાડવી એ મારી ફરજ છે એમ મને લાગતું હતું.

કેપ્ટન સ્પેન્સરના આ જવાબથી પ્રેક્ષકોએ તાળીઓ પાડી હતી અને ના. જજને તેઓને શાંતિ જાળવવા ચેતવણી આપવી પડી હતી.

કોર્ટમાં શાંતિ પથરાતાં કેપ્ટન સ્પેન્સરે જણાવ્યું કે રાજકુમાર વીલીયમ્સને એ પુસ્તક માટે વિચિત્ર કુતુહલ હતું. મેં એમાંથી નોંધો ઉતારી લીધી હતી અને તે સહીસલામત જળવાય તે માટે રોમ ખાતેના અમેરીકન એલચી ખાતામાં તેમજ લંડન ખાતેના ઇટાલીયન એલચી ખાતામાં રાખી હતી.

## જર્મન જાસુસોએ વાપરેલા મકાનો.

સ—એ ચોપડીમાં જણાવેલા જાહેર મકાનો અને હોટેલોના નામ તમે ઓળખી શકશો?

જ—નૌકા ખાતાની છુપી પોલીસે બહુજ કડક તપાસ ચલાવી હતી અને હું માનું છું કે લંડનમાંથી તો જર્મન જાસુસી નાબુદ કરી હતી.

સ—પરંતુ જર્મન જાસુસો એ મકાનો અને હોટેલો વિગેરેનો ઉપયોગ કરતા હતા કે?

જ—હું માનું છું કે એ બાબત ખરી હોવાના છુપી પોલીસ પાસે પુરાવા પણ છે.

સ—૪૭ હજાર' ના મથાળા નીચેના લેખમાં તમે પ્રધાનો શરાફો વિગેરે માટે જે લખ્યું છે તેને તમે વળગી રહો છો?

જ—પ્રતિજ્ઞાપૂર્વક હું તે વાતને વળગી રહું છું.

## કાળી કીતાબમાં મી. એસ્કવીથનું નામ.

સ—મી. એસ્કવીથનું નામ તેમાં હતું?

જ—જરૂર.

આ જવાબથી કોર્ટમાં ભારે ખળભળાટ મચી રહયો હતો. મી. હયુમ વીલીયમ્સે આ સવાલ સામે વાંધો ઉઠાવ્યો હતો. ના. જજે પણ ટકોર કરી કે, "એ પુસ્તક કેવળ જુઠાણાથી ભરેલું લાગે છે. એક સાક્ષીએ તો એમાં મારૂં નામ પણ હોવાનું જણાવ્યું હતું." આટલું છતાં મી. બીલીંગે ફરીથી એજ પ્રશ્ન પુછયો કે, "મી. એસ્કવીથનું નામ એ પુસ્તકમાં હતું કે?"

કેપ્ટન સ્પેન્સરે પહેલાં તો હા પાડી હતી, પરંતુ ફરી વખત એજ પ્રશ્ન પુછવામાં આવતાં તેણે જણાવ્યું કે, 'મેં એમનું નામ જોયું હોય એવું મને યાદ નથી."

ના જજ—આ બતાવી આપે છે કે આવા પ્રશ્નો પુછવા એ તદ્દન અયોગ્ય છે.

સ—તમારી પત્નીને ધમકી આપવામાં આવી હતી કે?

જ—હા.

આ જવાબ ઉપરથી મી. બીલીંગે પોતાને અને કેપ્ટન સ્પેન્સરને કેસ પુરો થતાં સુધી રક્ષણ મળે તે માટે ના. જજને અરજ ગુજારી હતી, પરંતુ ના. જજે તેમને છુપી પોલીસ ખાતાને અરજી કરવા સુચના કરીને જણાવ્યું કે, "હું તમને વચન આપું છું કે તમે અદાલતમાં હશો ત્યાંસુધી તમને કોઇપણ હરકત નહિં કરે."

## લેખ કેમ લખાયો.

બાદ કેપ્ટન સ્પેન્સરે પેલી કાળી કિતાબ વિષેની પોતાની હકિકત બહાર લાવવામાં કેવા વિઘ્નો નડ્યા હતા તેનું વર્ણન કરીને જણાવ્યું કે છેવટે એ હકિકતો લઇને હું મી. પેમ્બરટન બીલીંગને મળ્યો. તેમણે મને કહ્યું કે, "હું માનું છું કે તમે નિડર રહેશો અને અમલદાર તરફથી લાંચ રૂશ્વતમાં ફસાઇ નહિ જાઓ."

સ—ત્યાર પછી તરતજ આપણે સાથે બેસીને લેખ લખ્યોને?

જ—જી, હા.

ના. જજ-કયો લેખ?

જ—"પહેલા ૪૭ હજાર" વાળો.

સ—ત્યાર પછી આપણે બદનક્ષીના આરોપોસર સમન્સ મળશે એવું આપણે માનીજ બેઠા હતા ને?

જ—જી, હા.

સ—પરંતુ તે વખતે સમન્સ ન મળ્યા ને ?

જ—ના.

સ—મીસ મેરી કોરેલી તરફથી તમને પત્ર મળ્યો હતો ?

ના. જજે વાંધો ઉઠાવ્યો કે એ કાંઇ જુબાની નથી.

મી. બીલીંગ-જરૂર પડે તો મીસ મેરી કોરેલીને બોલાવવા હું તૈયાર છું.

આ ઉપરથી એ કાગળ રજુ કરવા દેવામાં આવ્યો હતો તે પત્ર નીચે મુજબ હતોઃ—

ખાનગી,

સ્ટ્રેટફોર્ડ-ઓન-એવોન.

ફેબ્રુઆરી ૧૦મી ૧૯૧૮

વ્હાલા મી બીલીંગ,

મને લાગે છે કે એ ૪૭ હજારમાંથી ઓસ્કાર વાઇલ્ડના મતને ટેકો આપનારા હોય એવાઓની યાદી મેળવી શકાય તો સારૂં.

લી. આપની સહૃદય,

મેરી કોરેલી.

ના. જજ-આ ઉપરથી કાંઇ પુરવાર થતું નથી. અને એ તો સૌ કોઇ જાણે છે કે મીસ મેરી કોરેલી કાલ્પનિક વાર્તાઓ લખનારી છે.

મી. બીલીંગ-મીસ કોરેલીને હું જુબાની આપવા બોલાવીશ.

ના જજ-ભલે

## છાપામાં જગ્યા કેવી રીતે ભરાય છે ?

બાદ કેપ્ટન સ્પેન્સરની તપાસ આગળ ચાલી હતી

સ—મીસ મોડ એલનને "સાલોમે"નો નાટક ભજવતાં અટકાવવાના હેતુથી એક લેખ લખવા મેં તમને સુચના કરી હતી ને ?

જ—એ બાબતની ચર્ચા થઇ હતી, પરંતુ મને સુચના મળી હતી કે કેમ તે મને યાદ નથી.

છાપામાં થોડી જગ્યા પડતી હતી તે પુરવા માટે ફરિઆદવાળા ફકરામાં મેં મીસ મેરી કોરેલીના પત્રનો ઉલ્લેખ કર્યો હતો એ લેખનું મથાળું બાંધવું હતું. તે માટે શરીરના અવયવોના નામ જાણવા મેં ડૉકટરને ટેલીફોન કર્યો હતો અને તેમણે નામ આપ્યું હતું.

## કેપ્ટન સ્પેન્સરની આપવીતી.

કેપ્ટન સ્પેન્સરે પોતાની આપવીતીનું વર્ણન કરતાં જણાવ્યું કે ૧૯૧૬ના મે મહીનામાં જર્મન જાસુસો જરાએ સંકોચ કે વિઘ્ન વિના કેવું કામ બજાવી રહ્યા હતા અને ઈટાલીયન લશ્કરનો નાશ કરવા કેવી ગોઠવણ કરી રહ્યા હતા તે મેં જોયું હતું. વડા પ્રધાનને આ વાતની ખબર હતી અને તેમણે તાકીદે પગલાં લીધાં તેથી મામલો બચી ગયો. મેં પણ વડા પ્રધાનને તાર મોકલવા માટે મારા ખાસ પરવાનાનો ઉપયોગ કર્યો હતો. મને ચાર કલાકમાં સંતોષકારક જવાબ મળ્યો અને મેં તેનો અમલ કરવા પ્રયત્ન કર્યો.

કેપ્ટન સ્પેન્સર પોતાની આત્મકથા કહેવાના ઉત્સાહમાં એ તારમાં શું જણાવ્યું હતું એ પણ કહેવા જતા હતા ત્યાં ના. જજે તેમનું ધ્યાન ખેંચ્યું કે, "જો તમે શું કરો છો તેનું ધ્યાન નહિં રાખો તો કદાચ આફતમાં આવી પડશો."

કેપ્ટન સ્પેન્સરે ઉત્તર વાળ્યો કે "તે વિષે મને જરાયે શંકા નથી." એટલુ કહીને તેમણે પોતાની વાત આગળ ચલાવી કે મેં મેળવેલી હકીકત ઈંગ્લાન્ડ પહોંચાડવાના મારા આગ્રહને પરિણામે મને હથિઆરબંધ પહેરા નીચે એક ટેકરી ઉપરની એકાંત ઝુંપડીમાં લઇ જવામાં આવ્યો. ત્યાં ડોકટરોએ આવીને મને ખબર આપ્યા કે, "અમને તાર મળ્યો છે કે, તમારૂ ભેજું ચસકી ગયું છે માટે તમને પુરી રાખવા પડશે"

આ કેદમાંથી હું એક સામાન્ય સીપાઈના વેષે નાશી છુટયો અને એક અમલદારની મદદથી તેના કાગળોની સાથે મારા કાગળો રવાના કરી દીધા. એ કાગળો ડાઉનીંગ સ્ટ્રીટ પહોંચ્યા ત્યારે મારો તદન છુટકારો થયો.

જ્યારે હું ઇંગ્લાન્ડ પહોંચ્યો ત્યારે મારી તપાસ કરવામાં આવી અને હું શરીરે તેમજ મગજથી કામ કરવા માટે લાયક હતો એવું ઠર્યું. તે પછી વિમાન ખાતાની પરીક્ષા પસાર કરી અને વિમાન ખાતાના અમલદારની લાગવગથી જાસુસી ખાતામાંથી મારી વિમાન ખાતામાં બદલી થઇ.

આગળ ચાલતાં કેપ્ટન સ્પેન્સરે જણાવ્યું કે લડાઈ ખાતાની ઓફીસે મને વિમાન ખાતામાંથી બોલાવી લીધો અને અમુક સો પાઉન્ડની રકમ આપી અને જીવતાં સુધી દર છ

માસે ૫૦ પાઉન્ડનું પેનસન બાંધી આપ્યું, તેમજ વિમાનો તપાસનાર અધિકારીના મદદનીશની જગ્યા આપી. વળી મને કેપ્ટનનો માનદ હોદ્દો પણ કાયમ રાખવા દીધો. મારી અગાઉ તપાસ લેવાઇ અને મને કામ માટે લાયક ઠરાવવામાં આવ્યો તે પછી મારી ફરીથી તપાસ લેવામાં આવી નથી. જે માણુસને મેં મારી વાત કરી હતી અને જેણે મને મદદ કરવાનું વચન આપ્યું હતું તે માણુસ આજે ઉમરાવ પદ ભોગવે છે.

## કમનશીબ માણુસોને રૂચિકર થાય તેવા વ્યભિચારના દાખલા.

તે પછી કેપ્ટન સ્પેન્સરે મી. બીલીંગને સંબોધીને કહ્યું કે હું પહેલાં તમારી પાસે આવ્યો ત્યારે હું એમ માનતો હતો કે તમારી આબરૂ સારી નથી, પરંતુ હવે હું એમ માનતો નથી.

જર્મન જાસુસો કેવા દુરાચારો ફેલાવતા તેની પણ મને ખબર છે "સાલોમે"માં કેટલાક એવા ફકરા છે કે જે મારા માનવા પ્રમાણે વ્યભિચારના એવા દાખલા આપે છે કે જે કાળી કિતાબમાં જણાવેલા કમનશીબ માણુસોનેજ રૂચિકર થઇ પડે. "વીજીલન્ટ" માટે મેં લેખ લખ્યો ત્યારે ઓસ્કાર વાઇલ્ડના 'સાલોમે" જેવા નાટકજ મારા ખ્યાલમાં હતા.

ત્યારબાદ મીસ મોડ એલનના વકીલ મી હ્યુમ વીલીઅમ્સે કેપ્ટન સ્પેન્સરની તેમણે કાળી કિતાબમાંથી ઉતારી લીધેલી નોંધો વિષે ઉલટપાલટ તપાસ લીધી હતી અને

બહુજ કડક તપાસ પછી કેપ્ટન સ્પેન્સરે જણાવ્યું કે એ નોંધો નૌકા ખાતાની છુપી પોલીસ ખાતાના કબજામાં છે. આથી ના જજે નૌકાખાતામાં તે વિષે તપાસ કરવાનો હુકમ કર્યો હતો.

બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## ત્રીજા દિવસની તપાસ.

ત્રીજા દિવસની તપાસ આગળ ચાલે તે પહેલાં મીસીસ જયોર્જ કેપેલ. કર્નલ ઓબરી હરબર્ટ તથા બીજી કેટલીક જાણીતી વ્યક્તિઓ કે જેમના નામનો આ કેસમાં ઉલ્લેખ થયો હતો તેઓ તરફથી તેમના વકીલોએ તેઓને જુબાની રજુ કરવા દેવાની માગણી કરી હતી. ના જજે માત્ર મીસીસ જયોર્જ કેપેલને મંજુરી આપતાં જણાવ્યું કે કોઇક સાક્ષી ફાવે તેના નામ દે, એ બધા પોતાની વિરૂદ્ધની વાતોના રદીઆ આપવાની માગણી કરે તો કેસનો કદિ અંતજ આવે નહિં.

આજે મીસ મોડ એલન બેરીસ્ટરોની સાંથે બેઠી હતી અને ખુબ રસપૂર્વક કેસમાં ધ્યાન આપતી હતી. વકીલો અને પ્રેક્ષકોની હાજરી પણ દિવસે દિવસે વધતી જતી હતી.

તપાસ આગળ ચાલતાં ઓસ્કાર વાઇલ્ડના "સાલોમે" નાટક વિષે ડોકટરોના બહુ ચોંકાવનારા અભિપ્રાયો મળ્યા હતા. આગલા દિવસની કાળી કિતાબની વાત ઘડીભર જાણે વીસરાઇ ગઇ હતી. ડૉ. કુકે બે કલાક સુધી જુબાની આપી હતી અને એક પછી એક એવા અભિપ્રાયો દર્શાવ્યા હતા કે આખી કોર્ટ તેમની જુબાની દરમીયાન પુતળાંની માફક સ્થીર થઇ ગઇ હતી.

## કાવત્રું.

કેપ્ટન હેરોલ્ડ સ્પેન્સરની અધુરી રહેલી ઉલટ [illegible] તપાસ આગળ ચાલતાં કાળી કિતાબ વિષેજ પ્રશ્નો પૂછાયા હતા.

મી. હ્યુમ વીલીયમ્સ—ઇંગ્લાંડમાં મી. એસ્કવીથ, ઇટાલીમાં સીનોર જીઓલીટી અને ફ્રાંસમાં મોં. કેલો વડા પ્રધાનપદ ઉપર આવીને જર્મની સાથે સુલેહ કરે તે માટે તેમને પ્રધાનપદ ઉપર લાવવાના કાવત્રાંની તમને પહેલી ક્યારે ખબર પડી?

જ—સર સેસીલ સ્પ્રીંગ રાઇસે એ કાવત્રું અટકાવ્યું.

સ—તમે શું એમ કહેવા માગો છો કે જર્મની પાસેથી લાંચ લઇ ઇંગ્લાંડને નુકશાન થાય તેવી સુલેહ કરવા મી. એસ્કવીથ પ્રધાનપદ ઉપર આવવાના હતા?

જ—એકાએક સુલેહ કરવા માટે તો ખરૂં. પણ મને ભય રહે છે કે લાંચ રૂશ્વત વિષે આપણા વિચારો જુદા છે.

સ—તમે શું બ્રિટિશ જાસુસ હતા?

જ—નહિં. હું જાસુસ ગણાતો, પરંતુ પરદેશ ખાતાની ઓફીસ તરફથી સર એડવર્ડ ગ્રેએ મને ૧૯૧૬ ના નવેમ્બરની તા ૧૬ મી એ રાજદ્વારી અમલદાર તરીકે નીમ્યો હતો.

### અમલદારો જર્મની તરફથી રૂશ્વત ખાય છે.

સ—તમે એમ કહો છો કે બીચ એડ બોલને તમારી સામે [illegible] બાંધી છે એ પણ સત્તાના રાજદ્વારી અમલદારોનું કાવત્રું છે આથી તમે શું કહેવા માગો છો?

જ—હું કહેવા માગું છું કે જ્યારે જર્મનીને કાંઈ પણ હાનિ પહોંચવાનો સંભવ હોય છે, ત્યારે રાજ્યના અમલદારો તે વાત દાબી દેવાના પગલાં લે છે. હું એમ કહેવા માગું છું કે આપણા દેશના કેટલાક માણસોને જર્મની તરફથી નાણાં મળે છે.

સ—હાલની સરકાર જર્મની તરફથી રૂશ્વત ખાય છે કે રાજ્યના અમલદારો ?

જ—હાલના વડા પ્રધાન જર્મન પક્ષના માણસોને હોદ્દા પરથી ખસેડવા સખ્ત ઝુંબેશ ચલાવી રહ્યા છે.

સ—મારા સવાલનો જવાબ આપો.

જ—હમણાં કોઈ રૂશ્વત નથી ખાતું.

સ—ક્યારે રૂશ્વત લેવાતી બંધ થઈ ?

જ—મી. લોઇડ જ્યોર્જ વડા પ્રધાન થયા ત્યારથી.

સ—ત્યાં સુધી હોદ્દેદારોની નીમણુંક જર્મનીની રૂશ્વત ખાનારાઓ કરતા ?

જ—જે પક્ષોને જર્મની તરપૂથી નાણાં મળતા તે પક્ષ તમ કરતો.

સ—તમે '૪૭ હજાર' વાળો લેખ લખ્યો ત્યારે તમને મીસ એલનના કુટુંબની જે વાત મી. બીલીંગે આ કેસમાં ઘસડી છે ત તમે જાણતા હતા ?

જ—અમે નાના હતા ત્યારે કેનેડામાં લોકો અમને એ વાતથી ડરાવતા હતા.

સ—એ ૪૭ હજારમાંથી કોઇના નામ તમે છુપી પોલીસને આપ્યા છે ?

જ—ના.

ના જજે ટકોર કરી હતી કે આશ્ચર્યની વાત છે કે કોઇ એ પુસ્તક મેળવી શકતું નથી. એ પુસ્તક મેળવવું એ આકાશના તારા પકડવા જેવું મુશ્કેલ જણાય છે. તેમની આ ટીકાથી હસાહસ થઈ પડી હતી.

મી. બીલીંગ–હમણાંના કેટલાક અમલદારો તેમાં સંડોવાયેલા છે તે તમે સાંભળ્યું છે?

જ—મેં જાણ્યું છે કે લીબરલ પક્ષના વહીવટ દરમીયાન થયેલી નીમણુંકો જર્મનીમાં જન્મેલા માણસોના નાણાંની મદદથી થઇ હતી.

સ—પણ તમને એટલી તો ખાત્રી છે કે મી. લોઇડ જ્યોર્જ તેમાં સંડોવાયેલા નથી?

જ—હું માનું છું કે મી. લોઇડ જ્યોર્જ એટલા હિંમતવાળા છે કે તેમણે નાલાયક માણસોને હોદ્દા પરથી હાંકી કાઢયા છે.

મી. હયુમ વીલીઅમ્સે વાંધો ઉઠાવ્યો કે વડા પ્રધાનનું નામ અંદર સંડોવવું વ્યાજબી નથી.

ના જજે જણાવ્યું કે મી. લોઇડ જ્યોર્જને તેમના ચારિત્ર માટે મળતું માન મારે ઝુંટાવી લેવું મને ઠીક નથી લાગતું.

અત્રે જ્યુરીના એક ગૃહસ્થે ફરિઆદ કરી હતી કે મી. હયુમ વીલીઅમ્સ શું બોલે છે તે સંભળાતું નથી. મી. વીલીઅમ્સે ખુલાસો કર્યો કે કોર્ટના ઓરડામાં પડઘો પડે તેથી હું મોટેથી બોલતો નથી.

આ ઉપરથી ના. જજે એક રમુજી પ્રસંગની યાદ આપી હતી કે એક વખત એક આરોપીને તેમણે સાત વર્ષની સજા કરી. તેમના એક વાકયનો પડઘો પડયો તેને પણ આરોપીએ પોતાની સજામાં ગણી પોતાને ૧૪ વર્ષની સજા થયેલી માની બેભાન થઇ ગયો. આ સાંભળીને લોકો પેટ પકડીને હસી પડ્યા હતા.

## કુમાર્ગે વળતા બુદ્ધિશાળી માણસો.

બાદ ડૉકટર કુકની જુબાની શરૂ થઇ હતી. તે બહુજ શાંતિથી પરંતુ ભાર દઇને જુબાની આપતો હતો. તેણે જણાવ્યું કે ઓસ્કાર વાઇલ્ડ એક જાણીતો નરપિચાશ હતો. ખાસ કરીને વ્યભિચારીઓ પ્રત્યે સહાનુભુતિ ધરાવીને તે નરપિચાશ બન્યો હતો.

મી. બીલીંગ—પરંતુ તમને એ તો ખબર છેને કે ઓસ્કાર વાઇલ્ડ ઘણોજ બુદ્ધિશાળી માણસ હતો?

જ—હું માનું છું કે તે બુદ્ધિશાળી માણસ હતો. પરંતુ કમનસીબે બુદ્ધિશાળી માણસોજ કુમાર્ગે ચડી જાય છે.

આગળ ચાલતાં ડો. કુકે જણાવ્યું કે "સાલોમે" માં કલ્પવામાં આવેલી વિષયેચ્છા મનુષ્યજાતિએ કદી નહિં જાણી હોય એવી રાક્ષસી છે. આખું નાટક જાહેર પ્રજાની નીતિને ભયરૂપ છે. ઓસ્કાર વાઇલ્ડની કલ્પના મુજબ "સાલોમે" નો પાઠ ભજવનાર સ્ત્રી પોતેજ વ્યભિચારી હોવી જોઇએ. જે વસ્તુને મી. ગ્રેન અધ્યાત્મિક જણાવે છે તે અધ્યાત્મિક નથી પરંતુ કેવળ શારીરિક અને ઐહિક છે.

તે પછી સર આલફ્રેડ ફ્રીપે જુબાની આપતાં જણાવ્યું કે હું જાહેર પ્રજાના હિતની ખાતર અને મારી ફરજ સમજી ને જુબાની આપવા આવ્યો છું. ના. જજે જણાવ્યું કે તે વાતને કેસ સાથે કાંઇ સંબંધ નથી.

તે બાદ સર આલફ્રેડે "સાલોમે" વિષે અભિપ્રાય આપતાં જણાવ્યું કે એ નાટક ઘૃણા ઉપજાવે એવું અને જાહેર પ્રજાની નીતિને ધોકો પહોંચાડે એવું છે.

મી. બીલીંગ—રાજકરતા વર્ગોમાં પણ વ્યભિચારીઓ હોય છે ને?

જ—જેમ સમાજના બધા વર્ગોમાં હોય છે તેમ રાજકરતા વર્ગોમાં પણ હોય છે.

ના જજે મી. બીલીંગને રાજકરતા વર્ગો વિષે આવા સવાલો પુછવાની ના પાડી હતી. આથી મી. બીલીંગે સર આલફ્રેડની વધુ તપાસ લેવાનું માંડી વાળ્યું.

ડો. લીઓનાર્ડ વીલીઅમે પણ પોતાની જુબાનીમાં સર આલફ્રેડ ફ્રીપને મળતોજ અભિપ્રાય આપ્યો હતો.

તે પછી લોર્ડ આલફ્રેડ ડગલાસે જુબાની આપતાં જણાવ્યું કે હું ઓસ્કાર વાઇલ્ડને તેના મરણ પહેલાં આઠ વર્ષથી ઓળખતો હતો. તે મધ્યમ પંક્તિનો લેખક હતો, પરંતુ લોકોએ તેની વધારે પડતી કિંમત આંકી હતી.

બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## "સાલોમે" વિષે વધુ અભિપ્રાયો.

ચોથા દિવસની તપાસ ખાસ કરીને "સાલોમે" નાટકના ગુણદોષ વિષેજ ચાલી હતી. તે દિવસે લોર્ડ આલફ્રેડ ઉપરાંત

બે ડોક્ટરો, બે નાટકના ટીકાકારો, જાણીતા ખ્રીસ્તી ધર્મગુરુ બરનાર્ડ વોઘન વિગેરેની જુબાની લેવામાં આવી હતી.

લોર્ડ આલફ્રેડની અધુરી રહેલી તપાસ આગળ ચાલી હતી. તેમની અને મી હ્યુમ વીલીઅમ્સની વચ્ચે વારંવાર ટપાટપી થયા કરતી હતી. તેથી ના. જજે તેમને કાઢી મુકવાની ધમકી આપી, ત્યારે લોર્ડ આલફ્રેડે એકદમ ગુસ્સે થઈને જણાવ્યું કે, "હું કાંઇ તમારી ધમકાટીથી દબાઇ જવા આવ્યો નથી." આથી કોર્ટમાં ભારે હસાહસ થઇ પડી. ના. જજે પ્રેક્ષકોને પણ શાંતિ જાળવવા ચેતવણી આપી ત્યારે મી બીલીંગે કટાક્ષ કર્યો કે "ત્યારે શું આપ નામદાર મશ્કરી કરો ત્યારેજ અમારે હસવું ?" ના. જજે કડક થઇને જવાબ આપ્યો કે, "ત્યારે પણ નહિં"

લોર્ડ આલફ્રેડે તે પછી પોતાની જુબાનીમાં દુરાચારમાં રચ્યા પચ્યા રહેનારા તરીકે મોટા મોટા માણસોના નામ ખુલ્લેખુલ્લા આપવા માંડ્યા અને જણાવ્યું કે હું જે કાંઇ આક્ષેપો કરૂં છું તેના પુરાવા રજુ કરવા તૈયાર છું.

મી. બીલીંગે પોતાના સાક્ષીની એ વાતને ટેકો આપવા માટે લોર્ડ આલફ્રેડે એક જાણીતા વકીલ સામે હુમલો કરનારી લખેલી ચોપડી રજુ કરવા માંગી, પરંતુ ના જજે રજા નહિં આપવાથી મી. બીલીંગે જણાવ્યું કે એ બાબતમાં તે પોતાના વકીલની સલાહ લેશે.

તે પછી મી હ્યુમ વીલીઅમ્સે ઓસ્કાર વાઇલ્ડે લોર્ડ આલફ્રેડ પર લખેલો પત્ર રજુ કર્યો આથી લોર્ડ આલફ્રેડે

તપી જઇને જણાવ્યું કે, "એ પત્ર મારી ઉપર લખેલો છે. જ્યારે જ્યારે હું કોર્ટમાં આવું છું ત્યારે એ જંગલી હથિઆર મારી સામે ઉગામવામાં આવે છે. તેની કાંઇક હદ હોવી જોઇએ."

મી. બીલીંગે પણ પોતાના સાક્ષીનો બચાવ કરતાં જણાવ્યું કે, "જાહેર પ્રજાના હિતની ખાતર અહિં આવનાર માણસ સામે આવો કાદવ નહિં ઉડાવવો જોઈએ"

લોર્ડ આલફ્રેડ-એ પત્ર એક દુષ્ટ બદમાશે એક કમનશીબ મૂર્ખ જુવાન પર લખેલો છે.

## ના. જજ અને લોર્ડ આલફ્રેડ વચ્ચે ટપાટપી.

ના. જજ-તમને પૂછવામાં આવે છે તે સવાલ પર બરાબર ધ્યાન આપો અને તેનો જવાબ આપો.

લોર્ડ આલફ્રેડ-મને ફાવશે તેમ જવાબ આપીશ અને નહિં કે તમારી મરજી પ્રમાણે. હું અહિં જુબાની આપવા આવ્યો છું અને તેમાં મને તમારી દખલ નહિં જોઇએ અગાઉ મારો કેસ તમેજ હાથે કરીને હરાવ્યો હવે હું મને ઠીક લાગશે તેમજ જવાબ આપીશ અને નહિં કે તમારી મરજી પ્રમાણે.

ના જજ-તો પછી મારે તમને અદાલતમાંથી બહાર કઢાવવા પડશે.

લોર્ડ આલફ્રેડ (એકદમ ગુસ્સે થઈને)-મને તેની પરવા નથી ભલે મને કોર્ટમાંથી કાઢી મુકવામાં આવે મને અહિં આવીને આ બદમાશોને મદદ કરવામાં કાંઈ આનંદ પડતો નથી.

લોર્ડ આલફ્રેડ અને ના. જજ વચ્ચે આટલી ટપાટપી થયા પછી મી. હ્યુમ વીલીઅમ્સે વળી એક બીજો કાગળ રજુ કર્યો કે જે લોર્ડ આલફ્રેડે ઓસ્કાર વાઇલ્ડ ઉપર લખેલો હતો.

સ—આ હસ્તાક્ષર તમારા છે કે ?

જ—હું તમને ચેતવણી આપું છું કે એ પત્ર ચોરાયેલો છે. એક ચોર અને ધમકીથી લોકો પાસેથી નાણાં કઢાવનાર માણસે એ પત્ર ચોરેલો છે. એ પત્ર તમારી પાસે છે એ પુરવાર કરે છે કે તમે એ ચોરીમાં સામેલ છો અને તમે પણ ચોર અને ધમકીથી નાણાં કઢાવનાર છો એ કાગળ મને આપો એટલે હું તેના ટુકડે ટુકડા કરી નાખું.

મી હ્યુમ વીલીઅમ્સે એ કાગળ એવી રીતે પકડી રાખ્યો કે લોર્ડ આલફ્રેડ તે વાંચી શકે પરંતુ તેને હાથ લગાડી શકે નહિં.

સ—આ હસ્તાક્ષર તમારા છે ?

જ—હા

## વ્યભિચારને આધ્યાત્મિક સ્વરૂપ

આ પછી લોર્ડ આલફ્રેડે મી. બીલીંગની તપાસમાં "સાલોમે" ને સખ્ત શબ્દોમાં વખોડી કાઢયું અને જણાવ્યું કે એ નાટક ગંદુ, ધૃણા ઉપજાવે એવું અને ભયંકર છે. વ્યભિચારી વાસનાના નમુના તરીકે ઓસ્કારે એ પુસ્તક પ્રગટ કર્યુ છે. ઓસ્કાર વાઇલ્ડે શયતાનને પોતાનો પ્રભુ બનાવ્યો હતો વ્યભિચારને તે આધ્યાત્મિક અને સુંદર કહેતો. તેના પુસ્તક

કોનો નાશ કરવો જોઇએ. હું નથી ધારતો કે તેણે આખી જીંદગી એવું કાંઇ લખ્યું હોય કે તેની પાછળ કાંઇક દુષ્ટ હેતુ ન હોય.

બીજા સાક્ષીઓ જેવા કે ખ્રીસ્તી ધર્મગુરૂ બરનાર્ડ વોધન "મોર્નીંગ પોસ્ટ" અને "સ્ટેજ" પત્રના નાટકના ટીકાકારો મી. જી. ઇ. મોરીસન અને મી. બરનાર્ડ વેલર, ડો. કલાર્ક, ડા એવરાર્ડ વિગેરે સૌએ "સાલોમે" નાટકને અનીતિભર્યું જણાવ્યું

ડૉ. એવરાર્ડે એટલે સુધી જણાવ્યું કે તબીબી વિદ્યાર્થીઓ જેમને શરીરના અવયવોનું શિક્ષણ આપવામાં આવે છે તેઓ પણ આ નાટકથી કુમાર્ગે જવાનો ભય છે.

## પ્રભુનો દ્રોહ.

ખ્રીસ્તી ધર્મગુરૂ ફાધર વોધને ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે એ નાટક દાબી દેવાની ખાતર પણ એક સ્રી ઉપર બદનક્ષી ભર્યો હુમલો કરવો વ્યાજબી નથી. સારા કામ માટે પણ ખરાબ રસ્તો નહિં લેવો જોઇએ. આ નાટકને હું પ્રભુની મહત્તા અને પવિત્રતા સામે ભયંકર દ્રોહ સમાન ગણું છું. તેને કયા શબ્દોમાં ધિક્કારી કાઢવું તે મને નથી સમજાતું.

ના. જજ—ફાધર વોધન, આપ અહિં એક સાક્ષી તરીકે આવ્યા છો. આ બધી વાતો તમે કાલે (રવિવારે ખ્રીસ્તી દેવળમાં) કહી શકો છો, પરંતુ અહિં તો એ નાટક વિષે તમને પૂછવામાં આવે એ સવાલનોજ આપે જવાબ આપવાનો છે.

સ—આ નાટક ભજવવું એ શું પ્રજાના ભલા માટે છે? હું તે અટકાવવા પ્રયત્ન કરૂં છુ.

જ—તમે ઘણુ સારૂં કામ કરો છો..........

ફાધર વોઘન આગળ બોલવા જતા હતા, તેમને ના. જજે અટકાવ્યા એટલે એમ જણાવ્યું કે "આ સાક્ષીને પીંજરામાં શુભ કાર્ય કરવું પણ મુશ્કેલ છે."

ના. જજ—આપની મરજી પ્રમાણે વર્તવાનું સ્થાન અદાલત નથી, પરંતુ જુદુંજ છે અને તે સ્થાન આપ સારી રીતે ઓળખો છો

બાદ તપાસ આગળ ચાલતાં મી. બીલીંગે પુછયું. "આ નાટકને આપ વ્યભિચારીજ માનો છો કે? અને તેમાં ભાગ લેતી સ્ત્રી વ્યભિચારીજ હોવી જોઈએ, પછી તેની બદનક્ષી શી થવાની રહી?"

જ—કોઈ પણ સ્ત્રી તેમાં પાઠ લઈ શકે એ મારી સમજમાંજ આવતું નથી.

આ પ્રમાણે ફાધર વોઘનની તપાસ પુરી થતાં તેમણે કાંઈ ભુલચૂક કરી હોય તે માટે ક્ષમા ચાહી

ના. જજ—જરૂર. પરંતુ આપે "સાલોમે" ને બદલે જુબાનીને લગતા કાયદા વાંચ્યા હોત તો ભુલ ન થાત

બાદ વધુ તપાસ સોમવાર તા. ૩જી જુન ઉપર મુલતવી રહી હતી.

## તપાસનો છેલ્લો દિવસ.

તપાસનો પાંચમો દિવસ છેલ્લો હતો. બચાવ પક્ષનું ભાષણ પણ તેજ દિવસે થયું હતું. માત્ર ફરિઆદ પક્ષના

વકીલનું ભાષણ અને જજનું સમીંગઅપ બાકી રહ્યા હતા. પ્રેક્ષકોની ગીરદી એટલી અસાધારણ હતી કે કોર્ટના પગથીઆ ઉપર પણ માણસો ઉભા રહ્યા હતા અને બહાર પણ લોકોના ટોળાં જામેલાંજ રહેતાં. આજે પાછી મી. બીલીંગ અને ના. જજ વચ્ચે વારંવાર ટપાટપી થઇ હતી.

તપાસ શરૂ થતાં ના. જજે જણાવ્યું હતું કે આ કેસની સાથે સબંધ ધરાવતા માણસો, સાક્ષીઓ વિગેરે સબંધી ખરાબ અભિપ્રાય દર્શાવનારા કેટલાયે નનામા પત્રો તેમને મળ્યા હતા.

મી. બીલીંગે ના. જજની વાતને ટેકો આપતાં જણાવ્યું કે ટેલીફોન અને પત્રોદ્વારા મીસીસ વીલીઅર્સ સ્ટુઅર્ટને એવી ધમકી આપવામાં આવી છે કે જો તે ફરીથી જુબાની આપવા જશે તો તેને ગેલેરીમાંથી ઠાર કરવામાં આવશે. મને લાગે છે કે આપ નામદારે ગેલેરીમાં કોઇને બેસવા નહિ દેવા જોઇએ.

ના. જજ–મને પણ લાગે છે કે ગેલેરીમાં કોઇને રહેવા નહિં દેવા જોઇએ.

મી. હ્યુમ વીલીઅમ્સ-બધા ઉપરજ એવા બોંબગોળા ફેંકવામાં આવ્યા છે. મીસ એલન ઉપર પણ ઘણા બિભત્સ પત્રો આવ્યા છે.

આશ્ચર્યની વાત એ હતી કે મી. બીલીંગે ફરિયાદી મી. જેક થોમાસ એલનની બચાવ પક્ષના સાક્ષી તરીકે તપાસ લીધી હતી. આથી જ્યારે જ્યારે મી. બીલીંગ મી. એલનને ઉલટાસુલટ સવાલ પૂછતો ત્યારે ના જજ તેને તેમ કરતો રોકીને માત્ર

મુખ્ય તપાસ લેવાજ કહેતા. આ બાબતમાં કેટલીક તકરાર પછી મી બીલીંગે કાગળો ટેબલ પર પટકીને મી. ગ્રેનની તપાસ લેવી માંડી વાળી અને કાંઇક બબડીને બેસી ગયો

બાદ બીજો સાક્ષી વીજીલન્ટ મંડળના માનદ ખજાનચી મી. ડબલ્યુ. એચ. બીમીશની તપાસ લેવામાં આવી હતી. તેણે જણાવ્યું કે મી. બીલીંગે "વીજીલન્ટ" પત્ર પાછળ ૧૨ થી ૧૫ હજાર પાઉન્ડ રોકયા હતા

## મીસીસ સ્ટુઅર્ટ ફરી અદાલતમાં.

આજનો બીજો અગત્યનો બનાવ એ હતો કે મીસીસ વીલીઅર્સ સ્ટુઅર્ટને ફરી તપાસ માટે બોલાવવામાં આવી હતી.

મી ટ્રાવર્સ હંફ્રીઝે તેની એક કલાક કરતાં વધારે વખત ઉલટપાલટ તપાસ લીધી હતી, પરંતુ મીસીસ સ્ટુઅર્ટ એ કસોટીમાંથી પાર ઉતરી હતી. તે તદ્દન ઠંડે કલેજે હસીહસીને જવાબો આપતી હતી તેણે વાદળી ઝબ્બો પહેર્યો હતો. માથે પણ ફુલોવાળી વાદળી ટોપી પહેરી હતી તેના કોટના ખીસા માંથી લાલ રૂમાલ બહાર લટકતો હતો. હાથે તેણે સફેદ મોજા પહેર્યાં હતા. તેણે પોતાની તપાસમાં જણાવ્યું કે જે બે અમલદારો સાથે તેણે કાળી કિતાબ વિષે વાતચીત થઇ હતી તે બન્નેનાં, તેઓ એ કાળી કિતાબની હકીકત જાણતા હતા તે કારણસરજ ખુન કરવામાં આવ્યાં હતાં.

મી બીલીંગે તેને કાળી કિતાબ સંબંધીજ સવાલો પુછયા હતા. ના. જજ તેને ટુંકા જવાબ આપવા વારંવાર

કહેતા, આથી ઘણી વખત તો સવાલ પુછયા પછી તે કટાક્ષમાં ના. જજને પુછતી કે "જવાબ આપુ?"

## આશ્ચર્યકારક ઘટના.

બીજી આશ્ચર્યકારક ઘટના એ બની હતી કે જયારે મી. બીલીંગે મીસીસ સ્ટુઅર્ટને પુછયું કે "કાળી કિતાબ વિષે તમે જે જાણુતા હતા તે તમે કોઇ જાહેર પુરૂષને જણાવવા પગલાં લીધા હતા?" ત્યારે મીસીસ સ્ટુઅર્ટે હા પાડી અને જયારે એ જાહેર પુરૂષનું તેને નામ પુછવામાં આવ્યું ત્યારે તેણે મી. હયુમ વીલીઅમ્સનુંજ નામ આપ્યું.

આ વાતના પુરાવામાં તેણે જણાવ્યું કે આલબનીમાં મી. બીવન એલીસના મકાનમાં હું મી. હયુમ વીલીઅમ્સને મળી હતી. મારા પતિ અને મીસીસ વીન પણ તે વખતે હાજર હતા.

મી. બાલીંગ—પરંતુ ત્યારપછી તમે લાંબો વખત સુધી વધુ પગલાં શા માટે ન લીધાં?

જ—કારણ કે જાહેર પુરૂષમાં મને કોઇ પ્રમાણીક જણાયો નહિં, છેવટે તમે પ્રમાણિક જણાયા.

મી. હયુમ વીલીઅમ્સ મીસીસ સ્ટુઅર્ટની ઉલટપાલટ તપાસ લેવા ઉભા થતાં ના. જજે તેમને જણાવ્યું કે, "તમને નથી લાગતું કે કોઇ બીજો વકીલ ઉલટપાલટ તપાસ લે તો સારૂં" આથી મી. ટ્રાવર્સ હંફ્રીઝે મીસીસ સ્ટુઅર્ટની ઉલટ-પાલટ તપાસ લીધી હતી.

## અમલદારોના ખુન.

મીસીસ સ્ટુઅર્ટે પોતાની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે જે અમલદારે મને કાળી કિતાબ બતાવી હતી તેણે મને

કહ્યું હતું કે તે ફરી પાછો જાહેર જીવનમાં આગળ પડવા ઇચ્છતો હતો કે જેથી તે બધું ભોપાળું ખુલ્લું પાડી શકે.

સ—તેણે એ પુસ્તક તમને પોતાના સ્ત્રી મિત્ર ગણીને દેખાડયું હતું ને?

જ—હા.

સ—તેણે તમને એ વાત છુપી રાખવા કહ્યું હતુ?

જ—ના.

સ—તેમ તે જાહેર કરવાનું પણ તેણે તમને નહોતું કહ્યું ને?

જ—ના.

સ—તે અમલદારોનું શું થયું?

જ—તેઓ એ ચોપડીની વાત જાણતા હતા તેથીજ માર્યા ગયા.

ના. જજ-તમે એમ કહેવા માંગો છો કે તેઓનાં ખુન કરવામાં આવ્યા?

જ—જરૂર.

મી. બીલીંગ-તેમનાં કેવી રીતે ખુન થયાં તે તમે જાણો છો?

ના. જજ—એ સવાલ અસંગત છે.

મી. ક્રાવર્સ હંફ્રેઝ-એ અમલદારો પેલી ચોપડીની વાત જાણતા હતા તેથી માર્યા ગયા એ શબ્દો તમે પાછા ખેંચી લેવા ચાહો છો કે?

જ—બીલકુલ નહિં.

સ—તમે કહ્યું છે કે એ ચોપડી જર્મનીમાં છે અને રજુ કરી શકાય તેમ છે.

જ—એ ચોપડી જર્મનીમાં હતી. હમણાં કદાચ તે ઇંગ્લાન્ડમાં પણ હોય ૧૯૧૭ની પાનખર રૂતુ વખતે જર્મનીમાં હતી.

સ—તો હમણાં એ પુસ્તક ક્યાં છે તે તમે જાણો છો?

જ—હું જાણતી હતી.

સ—તો પુસ્તક ક્યાં હતું?

જ—બરલીનમાં આગલા બ્રિટિશ એલચીના મકાનમાં.

સ—એ વખતે ચોપડી કોના કબજામાં હતી?

જ—હું તેનું નામ જાણતી નથી.

સ—પણ તે કેવા પ્રકારનો માણસ હતો?

જ—જર્મન અમલદાર.

સ—તમે તેનું નામ જાણો છો?

જ—ના.

સ—તે માણસ વિષે તમે કાંઇ વિષેશ હકિકત આપી શકો છો?

જ—તે પ્રસીઅન હદનો ચોકીદાર હતો તેથી વધુ હું કાંઈ જાણતી નથી.

સ—એ કાળી કિતાબમાં શું હતું?

જ—એક અથવા બીજા કારણસર જેઓ બ્રિટિશ લાગવગ નીચે હતા તેઓના નામો.

## બધાજ દેશ દરોહીઓ.

સ—ત્યારે એ બધા દેશદ્રોહીઓ ગણાય ને?

જ—હા.

સ—એ દેશદ્રોહીમાંના એક વડા પ્રધાન પણ હતા?

જ—હા. તે વખતના વડા પ્રધાન.

સ—એ ઉપરાંત જાહેર પુરૂષો, પ્રીવી કાઉન્સીલરો વિગેરે પણ ખરા?

જ—પ્રીવી કાઉન્સીલર તમે કોને કહો છો? હું કાયદામાં કુશળ નથી.

સ—એ દેશદ્રોહીઓમાં પાર્લામેન્ટના સભ્યો પણ હતા?

જ—હા.

સ—તેમાંના કેટલાક ઉમરાવની સભાના અને કેટલાક આમની સભાના સભ્યો?

જ—હા.

સ—એ બધાજ દેશદ્રોહીઓ?

જ—એ સિવાય તેમના નામ તેમાં હોય શાના?

સ—જે અમલદારે તમને ચોપડી બતાવી એ મોટો આબરૂદાર હતો?

જ—ઘણોજ આબરૂદાર.

સ—ત્યારે તેનું નામ પેલી ચોપડીમાં નહિં હોય?

જ—નહિંજ

## માથું ભાંગવાની ધમકી.

અત્રે મી. બીલીંગે એકદમ ઉભા થઇને મીસીસ સ્ટુઅર્ટને પૂછયું કે "તમે સાંભળ્યું કે મી. હયુમ વીલીઅમ્સે હમણાં એમ કહ્યું કે અરે! જવાદો એ બાઇને!"

મીસીસ સ્ટુઅર્ટ જવાબ દે તે પહેલાં મી. હયુમ વીલીઅમ્સે ત્રાડ પાડી "શું કહેવા માંગો છો?"

મી. બીલીંગ--તમે ટીકા કરી કે 'અરે! જવા દો એ બાઇને!' એ મીસીસ સ્ટુઅર્ટે સાંભળી કે નહિં તે મેં તેને પૂછયું.

મી. હ્યુમ વીલીઅમ્સે આથી ગુસ્સે થઇને જણાવ્યું કે, "મેં એવી ટીકા કરીજ નથી. તે વાત તદ્દન જુઠી છે અને તમે આ કંઈ પહેલી વખત જુઠું બોલ્યા નથી."

મી. બીલીંગ-મી. વીલીઅમ્સ મોં સંભાળીને બોલો. આ અદાલત છે. બહાર આપણે ભલે ગમે તેમ બોલીએ. હવેથી જો તમે મને જુઠો કહેશો તો હું તમારૂં માથું ભાંગી નાખીશ, એ ધ્યાન રાખજો.

આટલી સખ્ત ઝપાઝપી પછી મીસીસ સ્ટુઅર્ટની ઉલટ-પાલટ તપાસ આગળ ચાલી.

## ચોપડીનો હેતુ.

મી. બીલીંગ-એ ચોપડીનો હેતુ શો હતો?

જ—એ પુસ્તકનો હેતુ ઈંગ્લાન્ડમાં દુરાચાર ફેલાવી ઈંગ્લાન્ડને લડાઈમાં હરાવવાનો હતો.

સ—એ ઉપરાંત ઉઘાડા પાડવાની ધમકી આપી નાણાં કઢાવવાનો પણ ખરો ને?

ના. જજ—જો તમે એવા સવાલો પૂછશો તો મારે તમને બેસાડી દેવા પડશે.

સ—તમે મી. વીલીઅમ્સને મળ્યા ત્યારે તમે જર્મન જાસુસની વાત કરી હતી? કે કાંઇ નામો આપ્યા હતા?

જ—મેં ૪૭ હજારમાંના એકનું નામ જણાવ્યું હતું.

સ—એ કોનું નામ?

જ—જેક થોમસ એનનું.

સ—કોના જાસુસ તરીકે?

જ—જર્મનીના. મી. વીલીઅમ્સને એ નામ સાંભળીને કાંઇ આશ્ચર્ય થયું નહોતું.

મી વીલીઅમ્સ ( એકદમ ઉભા થઇ જઇને )–શું ?

મીસીસ સ્ટુઅર્ટ ( હસીને ) એ નામ સાંભળીને તમને કાંઇ આશ્ચર્ય નહોતું થયું એજ.

બાદ ના. જજે મીસીસ સ્ટુઅર્ટને પોતાની કુટુંબિક માહિતી આપવા જણાવ્યું.

## મીસીસ સ્ટુઅર્ટની કુટુંબ કથા.

જવાબમાં મીસીસ સ્ટુઅર્ટે જણાવ્યું કે મારૂં બાળપણનું નામ ગ્રેન્જ હતું. મારો જન્મ ૧૮૯૨ માં ચેસાયરમાં ન્યુ બ્રાઇટન ખાતે થયો હતો. મારા પિતાનું નામ એમરસન હતું અને તેઓ ટુથ બનાવનાર નેલસન રીચાર્ડની પેઢીમાં કામ કરતા હતા. ૧૯ વર્ષની વયે પરસીવલ ડગલાસ બ્રે સાથે મારાં લગ્ન થયાં હતાં. મારા પતિ મોટરનો ધંધો કરતા હતા તેઓ લડાઇના પહેલાજ વર્ષમાં ઓગસ્ટમાં માર્યા ગયા હતા.

આ પ્રમાણે મુકદ્દમાની તપાસ પુરી થઇ હતી. ફરિઆદ પક્ષ તરફથી એડમીરલ હોલ અને બચાવ પક્ષ તરફથી મી. આરનોલ્ડ વ્હાઇટ એમ બે સાક્ષીઓ હાજર થઇ શકયા નહોતા.

## ના. જજની સુચના.

ના. જજે કેસની તપાસ પુરી થયેલી જાહેર કરતાં મી. બીલીંગને જણાવ્યું કે 'કાળી કિતાબમાં ૪૭ હજાર નામો છે અને જો તે મળી આવે તો તેમાં મી. ગ્રેન અને મીસ મોડ એલને ભજવેલા નાટકમાં હાજરી આપનારાઓના નામો મળી

આવે તેમ છે" એ દલીલ પુરવાર કરવાની કશી જરૂર નથી. તમારે એ મુદ્દા પર બચાવ રજુ કરવાનો છે કે ફરિઆદવાળા ફકરાના મથાળાથી માંડીને છેલ્લા શબ્દ સુધીની હકિકત મીસ મોડ એલનની બદનક્ષી કરનારી છે કે નહિં તેમજ એ ફકરો છાપવો પ્રજાના હિતની ખાતર જરૂરી હતો કે કેમ? જો જ્યુરી એવો અભિપ્રાય આપે કે નાટક બિભત્સ છે તો તે બીલકુલ નહિં ભજવાવું જોઇએ જો નાટકની વસ્તુ વ્યભિચાર ફેલાવનારી હોય તો જાહેર પ્રજાના હિતની ખાતર તે નાટક અટકાવવું જોઇએ પરંતુ તે બધાનો નિર્ણય કરવાનું કામ મારૂં નથી.

## બચાવ પક્ષનું ભાષણ.

તે પછી મી. બીલીંગે પોતાના બચાવનું ભાષણ શરૂ કર્યું હતું. મી. બીલીંગે જણાવ્યું કે, જો કે ફરિઆદવાળો લેખ મેં પોતે લખ્યો નથી અને તે છપાઇને પ્રગટ થયા પછી છેક નવ કલાક પછી મને ખબર પડી. તે પહેલાં હું કાંઇ જાણતો પણ નહોતો, તોપણ એ લેખ મને જાહેર પ્રજાના હિત માટે લાગવાથી તેની જવાબદારી મેં સ્વીકારી છે.

## પોલ પ્રગટ કરવાનો ધંધો.

સમાજની પોલો જાહેર કરવી એ તો મારો ધંધો છે. છેલ્લા અઢી વર્ષથી મેં જાહેર ભાષણોમાં તેમજ છાપાઓમાં જાહેર પુરૂષોની પોલો પ્રગટ કરી છે. મેં ખુલ્લું કહ્યું છે કે આપણા લોર્ડ ચીફ જસ્ટીસને ઇંગ્લાન્ડમાં લાવી તેમની સામે મારકોનીવાળા ગોટાળા સંબંધી ફોજદારી કામ ચલાવવું જોઇએ. આમ કહેવા માટે મેં આમની સભાનું રક્ષણ માગ્યું નહોતું.

મી. બીલીંગના ભાષણ દરમીયાન ના. જજ વારંવાર તેમને ટોકતા હતા તેથી મી. બીલીંગે ટકોર કરી કે ન્યાય અને કાયદો જુદાં જણાય છે, કેમ કે કાયદો મને ઘણી વસ્તુઓ જાહેર કરતાં અટકાવે છે.

ના. જજ–તમારૂં કહેવું ખરૂં નથી. તમે સાક્ષીના પીંજરામાં હો ત્યારે તમારે જ્યુરીને જે કહેવું હોય તે કહી શકો છો.

મી. બીલીંગ–એ મેં આજે જાણ્યું.

તે પછી તેણે આગળ ચાલતાં જણાવ્યું કે હું 'વીજીલન્ટ' પત્ર છેલ્લા દોઢ પોણાબે વર્ષથી પાંચ હજાર પાઉન્ડનું નુકશાન ખમીને ચલાવી રહ્યો છું. કોઈ પણ માણસ લોકોના કેવળ નિંદા કરવા માટે કાંઇ દર વર્ષે ચાર હજાર પાઉન્ડ ગુમાવવા ખુશી ન હોય. હું સાક્ષીના પીંજરામાં ગયો હોત તોપણ કોઇએ મારા તપાસ લીધી ન હોત.

ના જજ–તમે જાણો છો કે તમે સાક્ષીના પીંજરામાં જઇ શકતા હતા અને તો તમારી ઉલટપાલટ તપાસ લેવામાં આવત. શું તમે એમ કહેવા માંગો છો કે કોઈએ તમારી તપાસ ન લીધી હોત એમ ધારીને તમે સાક્ષીના પીંજરામાં ન ગયા?

મી. બાલીંગ (ગુસ્સે થઇને)–હું સાક્ષીના પીંજરામાં ન ગયો તેનું કારણ એ હતું કે મેં જે હકિકતો રજુ કરેલી છે તે લોકોએ મને કહેલી છે. એટલે એની એ વાતો ફરીથી કહેવા માટે સાક્ષીના પીંજરામાં જવાનો કાંઈ અર્થ નહોતો. જરૂર હોત તો આપ બીજા સાક્ષીઓને બોલાવી શકતા હતા.

તે પછી મી. બીલીંગે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે મીસ મોડ એલનની મારે ઉલટપાલટ તપાસ લેવી પડી છે તે માટે હું દીલગીર છું. પોતાને શો પાઠ ભજવવાનો હતો એ મીસ મોડ એલન પહેલાં જાણતી નહોતી એ તેની વાત માની લેવા હું તૈયાર હતો પરંતુ તેને એ પાઠ લેવાનું સમજાવનાર માણુસ જ્યારે આરોપ મૂકીને પુરવાર કરવા તૈયાર નહોતો, ત્યારે મારે મને જોઈતી જુબાની બહાર લાવવા માટે મીસ મોડ એલનની ઉલટપાલટ તપાસ લીધા વિના છુટકોજ નહોતો.

## નાટકથી થતું નુકશાન.

આ નાટક જોવાથી જુવાનીઓ માત્ર આડે માર્ગે ચડી જાય એટલું નહિં પણ એક જર્મન લશ્કર આપણને નુકશાન કરી શકે તેનાથી વધારે નુકશાન કરે તેમ છે.

બાઈબલમાંની અમુક ઘટનાને મારી મચડીને તેનું એવું સ્વરૂપ આપવામાં આવ્યું છે કે હવે તે નાટક ધાર્મિક નહિં પરંતુ દુરાચારી ભવાઈ બની જાય છે. લોર્ડ આલફ્રેડે તો અદાલતમાં આવીને સાચેસાચી વાત કહેવાની હિમ્મત કરી હતી, પરંતુ કોર્ટે તેમને દમદાટી કરી હતી

ના. જજ—જો તમે એમ બોલશો તો અદાલતનું અપમાન કરવાના કારણુસર હું તમને બહાર કઢાવી મુકીશ.

મી. બીલીંગ-કોર્ટની બહારથી કાંઇ હું કેસ ચલાવી શકીશ નહિં.

ના. જજ—તો પછી તમારે તમારી જીભને કાબુમાં રાખવી જોઇએ.

મી. બીલીંગ—જો આપને લાગે કે નાટક ખરાબ અને સડેલું છે તો પછી મેં જે દલીલો કરી છે તે વ્યાજબી છે.

ના. જજ—મારે જયુરીને કહેવું પડશે કે જે જુબાની પડી છે તેનો તમે અવળો અર્થ કર્યો છે.

આ પ્રમાણે મી. બીલીંગનું ભાષણ ખતમ થયું હતું મી. હયુમ વીલીઅમ્સનું ભાષણ અને ના. જજનું સમીંગ બાકી હતું અને મુકદ્દમો બીજા દિવસ પર મુલતવી રહયો હતો.

## છેલ્લો દિવસ.

મંગળવાર તા. ૪ થી જુન ૧૯૧૮ ના દિવસે મુકદ્દમાનો અંત આવ્યો હતો કે તે દિવસે ફરિઆદ પક્ષના વકીલ મી. હયુમ વીલીઅમ્સે પોતાનું ભાષણ કર્યું હતું તે પછી ના. જજે સમીંગ અપ કર્યું હતું અને જયુરીએ દોઢ કલાક સુધી મસલત ચલાવ્યા બાદ ના. જજે ચુકાદો આપ્યો હતો. આજે મી હયુમ વીલીઅમ્સના ભાષણ દરમીયાન મી બીલીંગ વચ્ચે વચ્ચે બોલી ઉઠતા હતા અને કેટલીક વખત તો ના. જજને તેમને કાઢી મુકવાની ધમકી આપવાની ફરજ પડી હતી ના જજના પોતાના સમીંગ અપ દરમિયાન તો લોર્ડ આલફ્રેડ ડગલાસ અને કેપ્ટન સ્પેન્સરને પ્રેક્ષકોના ગેલરીમાંથી બુમ પાડી ઉઠવા માટે ના જજે બન્નેને કોર્ટ બહાર કઢાવી મૂકયા હતા. ચુકાદો જાહેર થયો ત્યારે પણ લોકોએ એટલી ધાંધલ અને હોહા મચાવી હતી કે બધા પ્રેક્ષકોને ના. જજે કોર્ટ બહાર કઢાવ્યા હતા

મીસ મોડ એલન આખો દિવસ કોર્ટમાં હાજર હતી. મી. હયુમ વીલીઅમ્સે જ્યારે પોતાના ભાષણ દરમીયાન તેના ભાઇવાળા બનાવ વિષે ઉલ્લેખ કર્યો ત્યારે તે ધ્રુસકે અને ધ્રુસકે રડી હતી.

## મીસ મોડ એલેનના વકીલનું ભાષણ

મીસ મોડ એલનના વકીલ મી. હ્યુમ વીલીઅમ્સે બે કલાક સુધી ભાષણ કર્યું હતું તેમણે શરૂઆત ધીમે ધીમે કરી હતી, પરંતુ જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ અદાલત તેમના અવાજથી ગાજી ઉઠી હતી.

જ્યુરીને સંબોધતાં તેમણે જણાવ્યું કે "વીજીલંટ"માં આવેલા પ્રકરણનું મથાળું એ "સાલોમે" નાટકની ટીકા નથી. પરંતુ મીસ મોડ એલન ઉપર ચોકખો અંગત હુમલો છે. એ બદનક્ષી એટલી ભયંકર છે કે આ કેસનો રીપોર્ટ કરનાર કોઇ પણ પત્રે એ મથાળાનો ઉલ્લેખ કરવો વ્યાજબી લેખ્યો નથી.

ભલે તમે પવિત્રતાના પયગંબર બનીને વાતો કરો પરંતુ આખો પ્રશ્ન મીસ મોડ એલન અને મી બીલીંગ વચ્ચેના જગડાનો છે અને જોવાનું એ છે કે એ બન્નેમાં સત્ય કોણ બોલે છે.

## એક સ્ત્રીની આબરૂની પાયમાલી.

આ નાટકમાં નીતિ અનીતિનો સવાલજ નથી. મી. બીલીંગને એક સ્ત્રીની આબરૂના ભોગે ફત્તેહ મેળવવા દેવી નહિં જોઇએ. તમારે કાંઇ તેની માફક લોકોની વાહવાહ કે શાબાશી મેળવવાની નથી તેમજ મોટી બહાદુરીની કીર્તિ કમાવાની નથી કે તમારે તેમ કરવું પડે.

## લોકોની શાબાશી મેળવવાનો હેતુ.

બચાવ પક્ષને પોતાની જાહેરાત જોઇતીજ હતી. તે આવો કેસ ઉભો થાય એની રાહજ જોતો હતો. લોકોની શાબાશી

મેળવવા માટે કોઇની સામે હુમલો તો કરવોજ જોઇએ. મેરી કોરેલીનો પત્ર લઇને કેપ્ટન સ્પેન્સરે મીસ મોડ એલન ઉપર હુમલો કર્યો.

પસંદગી પણ ખાસ કરીને પતિ કે ભાઇ વિનાની અરક્ષિત સ્ત્રીની કરવામાં આવી. નાટકમાં ૨૦-૨૫ માણસોએ ભાગ લીધો હતો, પરંતુ હુમલા માટે આરોપીએ મીસ એલનનેજ પસંદ કરી આમ તે હુમલો ઇરાદાપૂર્વક એક સ્ત્રીની આબરૂ ઉપરજ હતો.

મી. બીલીંગ–મેં જે વાત કદી કહીજ નથી તે વાત કરવાની મી. હ્યુમ વીલીઅમ્સને શું છુટ છે? મેં માત્ર એટલોજ આક્ષેપ કર્યો છે કે તેણે અમુક દુરાચારને ઉત્તેજન આપ્યું હતું.

ના જજ--એટલે મીસ મોડ એલન પોતે એ દુરાચારમાં ઉતરેલી એવો અર્થ નીકળતો હોય એવા શબ્દો તમે પાછા ખેંચી લેવા માંગો છો એમ મારે માનવું ?

મી. બીલીંગ જરૂર. એવો અર્થ નીકળે એવું મેં કાંઇ કહ્યુંજ નથી.

મી. હ્યુમ વીલીઅમ્સે મી. બીલીંગની કેસ ચલાવવાની પદ્ધતિ વિષે ટીકા કરતાં જણાવ્યું કે તમને ખુબ અન્યાય થયો છે અને તમારા પ્રત્યે દિલસોજી ધરાવવી જોઇએ એવી જો તમારે છાપ પાડવી હોય તો તમારે બીજું કાંઇ કરવાનું નથી. મી બીલીંગ પોતે કબુલ કરે છે એમ તમને નાટકના એકટરનો ત્રણ ચાર વર્ષનો અનુભવ હોય અને બોલવાની તમારામાં છટા હોય તો વકીલ ન રાખવો પરંતુ પોતેજ કેસ ચલાવવો. વકીલનું ખર્ચ કરવાની તમારી શક્તિ હોય તોપણ વકીલ

નહિં રોકવાથી સાધારણ રીતે વલણ તમારી તરફેણમાં રહે છે. વળી તમારી વાતને અસરકારક બનાવવા માટે બને તો જજનું અપમાન પણ કરી બેસવું સદ્‌ભાગ્યે આ કેસમાં તો લગભગ વીસ વર્ષનો અનુભવ ધરાવતા જજ છે.

ના. જજ—વીસ વર્ષથી વધારે.

મી. હ્યુમ વીલીઅમ્સ—તેઓ નામદાર ૨૧ વર્ષથી આપણાં દેશમાં ન્યાયાધીશ છે અને હમણાં તો ના. શહેનશાહે તેમને પ્રીવીકાઉન્સીલના સભ્ય બનાવ્યા છે અને 'રાઇટ ઓનરેબલ'નો ખીતાબ આપ્યો છે.

ના. જજ—સાથે સાથે એમ પણ કહોને કે પેલા ૪૭ હજારમાં પણ મારૂં નામ છે.

છેવટે મી. હ્યુમ વીલીઅમ્સે જણાવ્યું કે મીસ મોડ એલનની આબરૂ તમારા હાથમાં છે. મી. બીલીંગ કાંઇ જાહેર પ્રજાની પવિત્રતાના પયગંબર નથી તેમણે કરેલી ટીકા શુભ લડતને અંગે નથી. આ કેસમાં પણ મીસ મોડ એલનના ચારિત્ર વિષે તો કોઇએ પણ ખરાબ અભિપ્રાય દર્શાવ્યો નથી. મી. બીલીંગના કહેવા પ્રમાણે આપનો ચુકાદો પણ એવો આવે કે તે હલકી સ્ત્રી છે કે સમાજમાં તેનું કાંઈ સ્થાન ન રહે અને તે પાયમાલ થઈ જાય તમને દમદાટીથી દબાવી એવું જો મી. બીલીંગ ધારતા હોય તો તે તેમની મોટામાં મોટી ભૂલ છે. આ બાનુની આબરૂ હું તમારા હાથમાં સોંપું છું.

## ના જજનું સમીંગ અપ.

તે પછી ના. જજે સમીંગ અપ કરતાં જણાવ્યું કે બદનક્ષી મથાળાના પાંચ શબ્દોમાં છે. એ શબ્દો જાણીતા થયા છે

કે નહિં તે નકકી કરવાનું કામ જરૂરીનું છે, પરંતુ આ કેસમાં બદનક્ષી એવા પ્રકારની છે કે એ શબ્દો બદનક્ષીભર્યાં નથી એમ કહી શકાય કે કેમ એજ મારો તમને પ્રશ્ન છે.

ફરિઆદ પક્ષે ફરિઆદમાં "૪૭ હજાર" વિષેના ઉલ્લેખ વિષે પણ ફરિઆદ કરી છે. પરંતુ એ વસ્તુ મીસ એલનની બદનક્ષી કરનારી નહિં હોવાથી મેં તે કેસની બહાર ગણી છે.

## દુઃખદ પ્રસંગો.

મી. બીલીંગે સત્યપણાની દલીલ કરી છે એટલે મીસ એલન વિષે પોતે જે કહ્યું હતું તે સાચું હતું અને પ્રજાના હિતની ખાતર તે વાત બહાર પાડવી જોઇતી હતી. વળી તેમણે એવી દલીલ કરી હતી કે દુરાચારની વૃત્તિ વંશવારસાથી ઉતરેલી હોય છે, એ કારણસરજ મેં તમને મીસ મોડ એલનના ભાઇના ગુન્હા અને તેના મૃત્યુ વિષેના ભયંકર સવાલો પૂછવા દીધા હતા કે જેમ કરતાં મને ખરેખર દુઃખ થયું હતું. ખરેખર આ કેસમાં ઘણા એવા પ્રસંગો બન્યા છે કે જેમાં મને અને સઘળા સદ્દવિચારી માણસોને અત્યંત દુઃખ થયા વિના ન રહે એવી મારી ખાત્રી છે.

ગમે તેના નામે છુટથી દેવાયા છે અને તમને આશ્ચય થશે કે મી. બીલીંગે વારંવાર કહયું હતું તેમ "તે માણસો પોતાના વિષેની વાત ખોટી ઠરાવવા કાં બહાર પડતા નથી?" કારણ એ છે કે આ કેસ મીસ મોડ એલન અને મી. બીલીંગ વચ્ચે છે બીજા માણસો સામે આ કોર્ટમાં કાંઇ આરોપ નથી, એટલે તેઓને આ કેસમાં કાંઇ સંબંધ નથી

## ભળતાં નામો.

મી. એસ્કવીથે પોતાની સામેના આક્ષેપનો ઇનકાર કરવા દેવાની માગણી કરી નથી. તેઓ મોટા વકીલ છે અને તેઓ સારી પેઠે સમજે છે કે તેમને વિષે કહેવાયેલી વાર્તાનો ઇનકાર કરવાની તેઓ રજા માગે તોપણ હું તેવી રજા ન આપું એવુંજ લોર્ડ હોલ્ડેનના સંબંધમાં છે. આવા ઘણા નામો આ કેસમાં લાવવામાં આવ્યા છે. પરંતુ તે બધાને કેસ સાથે કાંઇ સંબંધ નથી.

પહેલેથી તે છેલ્લે સુધી ગંદી વાતોથી ભરેલા આ કેસમાં લોર્ડ ગ્રેનું નામ દેવાવા માટે મને ભારે ખેદ થાય છે. આવા ગંદા કેસમાં જેનું નામ ન દેવાવું જોઇએ એવો જો કોઈ પવિત્ર પુરૂષ હોય તો તે લોર્ડ ગ્રે છે.

મી. બીલીંગ–મેં લોર્ડ ગ્રેનું નામ દીધુંજ નથી.

ના. જજ–તમારા સાક્ષીએ તેમનું નામ આપીને કહ્યું હતું કે તેણે પેલી કાળી કિતાબમાં એમનું (લોર્ડ ગ્રેનું) નામ પણ જોયું હતું.

પ્રેક્ષકોમાંથી કેપ્ટન સ્પેન્સરે બૂમ પાડી–કહિ નહિં કહિ નહિં.

ના જજ–તપાસ કરો એ કોણે બુમ પાડી? તેને શોધીને બહાર કાઢો! તે કોણ છે?

બેરીસ્ટરોમાંથી એક–નામદાર, એ કેપ્ટન સ્પેન્સર હતો.

ના. જજે કેપ્ટન સ્પેન્સરને કોર્ટ બહાર કઢાવ્યા હતા.

તે પછી ના. જજે પોતાનું સમીંગ અપ આગળ ચલાવતાં જણાવ્યું કે મી. બીલીંગે, મીસ મોડ એલન પોતે દુરાચારી હોય એવો આક્ષેપ પોતે નહિં કરેલો હોવાનું જણાવ્યું છે

તેમજ તેમના કોઈ શબ્દોનો એવો અર્થ થતો હોય તો પણ તેવા શબ્દો તેમણે પાછા ખેંચી લીધા છે. એટલે હવે મીસ મોડ એલન ઉપર એવો આક્ષેપ છે એમ કોઈ કહી શકે નહિં.

## નરપશુ.

મીસ મોડ એલન ઓસ્કાર વાઈલ્ડને મોટા કળાકાર માને છે. તેમને કળાકાર માનવા એ શકય છે, પરંતુ તે સાથે તેઓ પશુ પણ હતા તેમાં તો શંકાજ નથી આ બાબતમાં ઉંડે ઉતરીને હું મારી જીભ ગંદી કરવા ઇચ્છતો નથી.

"સાલોમે" તૈયાર કરવામાં લોર્ડ આલફ્રેડ ડગલાસની મદદ વિષેનો ના. જજે ઉલ્લેખ કર્યો ત્યારે લોર્ડ આલફ્રેડે પ્રેક્ષકોમાંથી બુમ પાડી તેનો ઇનકાર કર્યો ના. જજે તેમને પણ પકડાવીને કોર્ટમાંથી બહાર કઢાવી મુકયા.

અત્રે મી. બીલીંગ કાંઇ બોલવા જતા હતા તેમને પણ ના. જજે જણાવ્યું કે મારી વચમાં ન બોલશો, નહિં તો તમારા સાક્ષીના જેવા હાલ થયા તેવાજ તમારા હાલ પણ થશે.

## જયુરીનો અભિપ્રાય

બાદ જયુરી મસલત કરવા ગઇ હતી, મસલત કરી આવ્યા બાદ કોર્ટના કારકુને તેમને પૂછયું કે "બંધવાને તમે ગુન્હેગાર ગણો છો કે બીનગુન્હેગાર ?"

ફોરમેને, બહુજ સંકોચથી જવાબ આપ્યો કે બીનગુન્હેગાર'

જયુરીનો અભિપ્રાય જાહેર થતાંની સાથેજ કોર્ટમાં ઘોંઘાટ મચી રહયો. લોકોએ પગથી કોર્ટમાં તાલ આપવા માંડયો અને તાળીઓના અવાજ કરવા માંડ્યા. ચારે તરફથી મી.

બીલીંગ ઉપર "શાબ શી" નો વરસાદ વરસવા માંડયો. બહાર રસ્તા ઉપરથી પણ ખુશાલીના પોકારો સંભળાતા હતા. ના. જજે પોતાનો ચુકાદો જાહેર કર્યો નહોતો તેઓ બોલવા માગતા હતા, પરંતુ તેમનું બોલવું સાંભળી ન શકાય એટલો અવાજ થતો હતો. આખરે તેમણે કોર્ટમાંથી બધાને બહાર કાઢવા પોલીસને ઈસારો કર્યો અને તરતજ પોલીસે બધાને બહાર કાઢવા માંડ્યા. આ બધી ગડબડમાં દશ પંદર મીનીટ નીકળી ગઈ.

## ચુકાદો.

બાદ કામ આગળ ચાલ્યું.

ના. જજ–બીજા બે આરોપોનું શું છે?

મી હ્યુમ વીલીઅમ્સ–તે વિષે કેસ ચલાવવાની હવે જરૂર જણાતી નથી.

ના જજ–પરંતુ તે બે આરોપો માટે આરોપી બીન–ગુન્હેગાર છે એમ ઠરવું જોઇએ.

મી. હ્યુમ વીલીઅમ્સે તે કબુલ કર્યું.

બાદ ના. જજે જ્યુરીના અભિપ્રાયને મળતા થઈને મી. બીલીંગને નિર્દોષ ઠરાવી છોડી મૂકયો.

## સાલોમે વિષે ટીકા.

ચૂકાદો આપતાં ના. જજે ટીકા કરતાં જણાવ્યું કે આ કેસની બાબતમાં હું એક બે શબ્દો કહેવા માગું છું. આ કેસ ઓસ્કાર વાઇલ્ડના લખેલા "સાલોમે" નાટક ભજવવા ઉપરથી ઉભો થયો છે. એ તો દેખીતુંજ છે કે સેન્સર આ નાટક જાહેરમાં ભજવવા દઇ શકે નહિં.

હવે એ તો સ્પષ્ટ છે કે આ એવું નાટક છે કે જે જાહે-

રમાં કે ખાનગીમાં કદિ ભજવાવું નહિં જોઇએ અને સેન્સર પોતાના અંકુશથી તેને ભજવવા દે એવી આશા રાખી શકાજ નહિં આ નાટકમાં કેવા નાચ થાય છે અને કેવા પોષાક પહેરાય છે તે વિષે આ કેસ દરમીયાન ઘણું કહેવાયું છે મેં પોતે તો એ નાટક જોયું નથી પરંતુ વર્તમાન પત્રોમાં નટીઓના જે ચિત્રો આવે છે તેમાં આપણે જોઇએ છીએ કે તેઓએ લગભગ કાંઈ કપડાં પહેર્યાં હોતાં નથી. બલકે તેઓએ જે પહેર્યું હોય છે તે કાંઇ નહિં પહેર્યાં કરતાં વધારે ખરાબ હોય છે

મારા માનવા પ્રમાણે તો કાયદો સુધારવો જોઇએ અને આવી જાતના નાટકો ખાનગીમાં, ફાળો કરીને કે બીજી કોઈ પણ રીતે ન ભજવી શકાય એમ કરવું જોઇએ. જેઓને અયોગ્ય નાચો થતા અટકાવવાની અને નાટકોમાં આજે પહેરાય છે તેવા પોષાકો પહેરાતા અટકાવવાની સત્તા છે તેઓએ પોતાની સત્તાનો કડક અમલ કરવો જોઇએ. હું આશા રાખું છું કે આ ચુકાદો કાંઇક સુધારો કરવામાં મદદ રૂપ થઈ પડશે.

મી. બીલીંગ આ કેસના ખર્ચ માટે દાવો માંડવાની મંજુરી માગતા હતા, પરંતુ ના. જજે "હું તમને છોડી મુકું છું" કહી ચાલતા થયા હતા.

મી. બીલીંગ જ્યારે કોર્ટની બહાર નીકળ્યા ત્યારે બહાર ઉભેલા લોકોએ તેમને હર્ષના પોકારોથી અને ફુલોથી વધાવી લીધા હતા અને તેઓ મોટરમાં બેઠા ત્યારે તેમની સાથે હાથ મીલાવવા લોકોનું ટોળું તેમનાપર તુટી પડયું હતું.

છાપનારઃ—અમરચંદ લક્ષ્મીચંદ બેદ,
શ્રી હિન્દ લક્ષ્મી છાપખાનું, કાલબાદેવી રોડ, મુંબઇ ૨.
પ્રકાશકઃ—દેશાઇ પ્રાણજીવન કરશનજી,
ઠે. સત્ય પ્રકાશક કાર્યાલય, ૪૭, સી. પી. ટેન્ક રોડ, મુંબઈ, ૪.